# શ્રી

( બંગાળી ઉપરથી )

ભાષાંતરકર્તા

રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરિયા, બી. એ.

“ASTROLOGY OF THE RACE COURSE,” “ઇંદિરા અને બીજી વાર્તાઓ,” ઈત્યાદિના કર્તા

મુંબઇ

ધી ફોર્ટ પ્રિંટિંગ પ્રેસ

૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ

# અર્પણપત્રિકા

આ નાનકડું પુસ્તક મારી લાડકી ભત્રીજી

અખંડ સૌભાગ્યવંતી
શારદા જયંતીલાલ મહેતા

ને મારી અનેક શુભેચ્છાઓ તથા શુભાશિષો
સહિત વ્હાલપૂર્વક અર્પણ કર્યું છે.

ર. લ. સુતરિયા

# ખુલાસો

આ પુસ્તક બંકિમચંદ્ર કૃત "સીતારામ"નું ભાષાંતર છે.

પુસ્તક લખાઇ રહ્યા પછી શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળ તરફથી તૈયાર થયલો "વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય," ભાગ બીજો, મારા જોવામાં આવ્યો. તે ઉપરથી મને માલમ પડયું કે સ્વર્ગવાસી શ્રીયુત્ નારાયણ હેમચંદ્રે "સીતારામ"નો ગુજરાતી અનુવાદ "જયસિંહ" એ નામથી બહાર પાડયો હતો. એકના એક મૂળ પુસ્તકનાં અનેક હાથે જુદાં જુદાં ગુજરાતી ભાષાંતર પ્રગટ થયાના દાખલા મોજુદ છે, છતાં હું એ રૂઢીની વિરૂદ્ધ હોવાથી આ પુસ્તક પ્રગટ કરવાની મારી જરા ય ઇચ્છા નહોતી, પણ મારા મિત્ર ભાઇ હોશંગ તેહમુરસ અંકલેસરીઆએ એ બહાર પાડવાની ખ્હોસ કરવાથી લાચારીથી મારે મારો વાંધો અભરાઇ ઉપર મૂકવો પડયો છે. એમ કરવાનાં બીજાં પણ બે કારણો છે:—એક તો એ કે શ્રીયુત્ નારાયણ હેમચંદ્રનું "જયસિંહ" આજે મળતું નથી અને, બીજું, ઉપરોકત "વાર્તાઓના પરિચય"માં જણાવ્યા પ્રમાણે તેની "ભાષા કિલષ્ટ અને સંસ્કૃતમય હોવાથી સામાન્ય લોકને રસ પડે તેવી નથી." જો આ પુસ્તકની ભાષા વાંચનારને મારા આગલા પુસ્તક "ઇંદિરા અને બીજી વાર્તાઓ"ની ભાષાં જેવી જ "સાદી, સરળ અને ઘરગથ્થુ" લાગશે તો "સીતારામ" ગુજરાતીમાં ફરીથી રજુ કરવાનું મારૂં આ પગલું વાજબી છે એમ હું સમજીશ.

નવસારી,
શ્રીકૃષ્ણ જયંતી,
સંવત ૧૯૮૮.

ર. લ. સુતરિઆ

## મૂળ લેખકનું

# વિજ્ઞાપન

સીતારામ ઐતિહાસિક વ્યક્તિ. આ ગ્રંથમાં સીતારામની ઐતિહાસિકતા જરા પણ જળવાઇ નથી. ઇતિહાસ એ આ ગ્રંથનો ઉદ્દેશ નથી. સીતારામનો ખરો ઇતિહાસ જાણવાની જેમની ઇચ્છા હોય, તેમણે વેસ્તલૅંડ (Westland) સાહેબકૃત યશોહરનો વૃત્તાંત અને સ્તુઅર્ટ (Stewart) સાહેબકૃત બંગાળાનો ઇતિહાસ વાંચવા.

## अर्जुन उवाच ।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥

## श्रीभगवानुवाच ।

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेण योगिनाम् ॥
न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥
न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥
कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥
यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥
यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥ गीता, ३, १-९.

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥
रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन्।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ गीता, २, ६२-६४.

રંગીલદાસ લક્ષ્મીદાસ સુતરિઆ કૃત

# ઇંદિરા અને બીજી વાર્તાઓ

કિંમત રૂપીઆ બે.

---

## અભિપ્રાયો:

"'ઇંદિરા અને બીજી વાર્તાઓ' વાંચી જોતાં તેમાં મૂળ બંગાળીનો રસ સારી રીતે સચવાઇ રહેલો લાગે છે. 'ઇંદિરા'માં બંકિમ બાબુએ જ્યાં જ્યાં હાસ્યરસ (Humour) ઘટાવ્યો છે ત્યાં ત્યાં તેની છાયા ગુજરાતીમાં પણ આણવાનો યથાશક્તિ પ્રયત્ન થયો છે. વળી એ આખી વાર્તા એક વખત હાથમાં લીધા પછી ઠેઠ સુધી વાંચ્યા સિવાય છોડવાનું વાંચકને મન થતું નથી, એટલે ભાષાંતરકાર તેટલે દરજ્જે તો ફત્તેહમંદ થયલા કહેવાય. તે ઉપરાંત આવી નરી હિંદુ વાર્તાઓ વાંચવાની અભિરૂચી આપણાં પારસી ભાઇઓમાં ભાષાંતરકારે ઉત્પન્ન કરી છે તે પણ તેમને મગરૂર થવાનું નાનું સરખું કારણ ગણાય નહિ. આમ થવાનો મુખ્ય સબબ એ છે કે તેમણે ભાષા ઘણી સાદી, સરળ ને ઘરગત્થુ રાખી છે."—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ., એલ્એલ. બી., મુંબઇની સ્મૉલ કૉઝીઝ કોર્ટના સાઉ ચીફ જજ.

"**ઇંદિરા** આખી વાત હેરત પમાડે તેવી રીતે શૃંગારમય હોવા છતાં મર્યાદાયુક્ત છે; એમાં અતિશય સુંદરતાથી દીપી રહેલો હાસ્યરસ જેમ છે, તેમ હાલની કેટલીક સુધારા પ્રવૃત્તિઓ ઉપરની સાર્થક અને ન્યાયયુક્ત ટીકાઓ પણ છે. બંકિમ બાબુની કળાનો ઉત્તમ નમુનો આ **ઇંદિરા** છે.

"બીજી ચૌદ વાતો પણ અમને ગમી છે, પણ તેમાંયે સ્વર્ણકુમારી દેવીની કૃતિઓ અતિશય મનોહર અને રમ્ય લાગી. '**ચોરાયલી ચાવી**' જેટલે દરજ્જે નવીનતાના અંશો ધરાવે છે, તેટલે દરજ્જે આજના રાજકિય વાતાવરણનાં સંભારણાં આપી રહે છે.

"રંગીલદાસની શૈલી સરળ ને કુદરતી છે."—**સાહિત્ય.**

"આ પુસ્તકમાં વાર્તાની પસંદગી બહુ કાળજીથી થઇ છે. ભાષાની શૈલી દિ૦ બ૦ કૃષ્ણલાલ લખે છે તેમ સરળ હોવાથી પુસ્તક હિંદુ વાંચક મંડળનેજ નહિ પણ આપણા પારસી ભાઇઓને પણ રૂચીકર થઇ પડ્યું છે તે માટે તેમજ તેને સારી રીતે છપાવવા માટે લેખકને ધન્યવાદ ઘટે છે. કેટલીક વાર્તાઓ તો પૂરી કર્યા વિના હાથમાંથી મૂકવી ગમતીજ નથી."—**છગનલાલ હરિલાલ પંડ્યા,** સાક્ષર, જુનાગઢ રાજ્યના માજી વિદ્યાધિકારી, અને **કાદંબરી**ના ભાષાંતરકર્તા.

"બાબુ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથાઓ અને ટુંકી વાર્તાઓ બંગાળામાં સુપ્રસિદ્ધ છે. કેટલીક તો ગુજરાતી સાહિત્યમાં અનુવાદિત થઇ આદર પામી છે. શ્રી. સુતરીઆએ **ઇંદિરા** નામની નવલકથા અને બીજી ૧૫ ટુંકી વાર્તાઓ બંગાળી પરથી ગુજરાતીમાં ઉતારી છે. ટુંકી વાર્તાઓમાંની કેટલીક બંકિમ બાબુ સિવાય બીજા લેખકોની

છે. ફુરસદ માસિકના તંત્રી કહે છે તેમ એ વાર્તા પારસી વાંચકોને બહુજ પસંદ પડી હતી અને અનુવાદક આશા રાખે છે કે જે પારસી વાંચનારાઓને ગમ્યું તે ગુજરાતી આલમને પણ ગમશે. એ આશા સાથે અમે પણ સમ્મત છીએ. ઇંદિરા સામાજિક વાર્તા છે અને બીજી વાર્તાઓનો મોટો ભાગ પણ સામાજિક છે. ભાષાંતરની ભાષા એકંદર સાદી અને સહેલાઇ સમજી શકાય તેવી છે."—**ગુજરાતી.**

"આ પુસ્તકમાંની વાર્તાઓ સરસ અને રસિક છે; અને તેનું વાંચન આનંદદાયક થઇ પડશે."—**બુદ્ધિપ્રકાશ.**

"આ પુસ્તકની ભાષા સાદી અને સ્હેલી હોઇ વાંચવા ગમે એવી છે. એમાંની કેટલીક વાર્તાઓ પારસી માસીકમાં પ્રગટ થઇ સારો આદર મેળવી શકી છે."—**ગુણસુંદરી.**

"બધી વાર્તાઓ આનંદ આપે તેવી છે. ભાષા જરાયે અઘરી નથી."—**સ્ત્રીબોધ.**

•

"ટુકટુક અને કટુકટુ વાક્યોની રચના તથા અલંકારોથી શણગારેલા આ પુસ્તકનો પારસી લખનારાઓ જો અભ્યાસ કરે તો જવાન કિંવા અધોર સ્ત્રીપુરૂષોને આવકારદાયક વાંચન પૂરૂં પાડવાનો ક્રમ નવેસરથી આરંભવાનો ચડસ લાગ્યા સિવાય રહે નહિ. આ વાર્તાઓ શુદ્ધ ભાષામાં છતાં પારસી વાંચકોને પારસી ગુજરાતીની જેમ વાંચવાને અતિશય સહેલી છે. પારસી કે હિંદુ છોકરાંઓને આ વાર્તાઓ વાંચવાને આપવામાં આવે તો વાંધા જેવું નથી, તેમ લાયબ્રેરીઓમાં અને

"**ઇંદિરા** આખી વાત હેરત પમાડે તેવી રીતે શૃંગારમય હોવા છતાં મર્યાદાયુક્ત છે; એમાં અતિશય સુંદરતાથી દીપી રહેલો હાસ્યરસ જેમ છે, તેમ હાલની કેટલીક સુધારા પ્રવૃત્તિઓ ઉપરની સાર્થક અને ન્યાયયુક્ત ટીકાઓ પણ છે. બંકિમ બાબુની કળાનો ઉત્તમ નમુનો આ ઇંદિરા છે.

"બીજી ચૌદ વાતો પણ અમને ગમી છે, પણ તેમાંયે સ્વર્ણકુમારી દેવીની કૃતિઓ અતિશય મનોહર અને રમ્ય લાગી. **'ચોરાયલી ચાવી'** જેટલે દરજ્જે નવીનતાના અંશો ધરાવે છે, તેટલે દરજ્જે આજના રાજકિય વાતાવરણનાં સંભારણાં આપી રહે છે.

"રંગીલદાસની શૈલી સરળ ને કુદરતી છે."—**સાહિત્ય.**

"આ પુસ્તકમાં વાર્તાની પસંદગી બહુ કાળજીથી થઇ છે. ભાષાની શૈલી દિ૦ બ૦ કૃષ્ણલાલ લખે છે તેમ સરળ હોવાથી પુસ્તક હિંદુ વાંચક મંડળનેજ નહિ પણ આપણા પારસી ભાઇઓને પણ રૂચીકર થઇ પડયું છે તે માટે તેમજ તેને સારી રીતે છપાવવા માટે લેખકને ધન્યવાદ ઘટે છે. કેટલીક વાર્તાઓ તો પૂરી કર્યા વિના હાથમાંથી મૂકવી ગમતીજ નથી."—**છગનલાલ હરિલાલ પંડયા,** સાક્ષર, જુનાગઢ રાજ્યના માજી વિદ્યાધિકારી, અને **કાદંબરી**ના ભાષાંતરકર્તા.

"બાબુ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથાઓ અને ટુંકી વાર્તાઓ બંગાળામાં સુપ્રસિદ્ધ છે. કેટલીક તો ગુજરાતી સાહિત્યમાં અનુવાદિત થઇ આદર પામી છે. શ્રી. સુતરીઆએ **ઇંદિરા** નામની નવલકથા અને બીજી ૧૫ ટુંકી વાર્તાઓ બંગાળી પરથી ગુજરાતીમાં ઉતારી છે. ટુંકી વાર્તાઓમાંની કેટલીક બંકિમ બાબુ સિવાય બીજા લેખકોની

છે. ફુરસદ માસિકના તંત્રી કહે છે તેમ એ વાર્તા પારસી વાંચકોને બહુજ પસંદ પડી હતી અને અનુવાદક આશા રાખે છે કે જે પારસી વાંચનારાઓને ગમ્યું તે ગુજરાતી આલમને પણ ગમશે. એ આશા સાથે અમે પણ સમ્મત છીએ. **ઇંદિરા** સામાજિક વાર્તા છે અને બીજી વાર્તાઓનો મોટો ભાગ પણ સામાજિક છે. ભાષાંતરની ભાષા એકંદર સાદી અને સહેલાઇ સમજી શકાય તેવી છે."—**ગુજરાતી.**

"આ પુસ્તકમાંની વાર્તાઓ સરસ અને રસિક છે; અને તેનું વાંચન આનંદદાયક થઇ પડશે."—**બુદ્ધિપ્રકાશ.**

"આ પુસ્તકની ભાષા સાદી અને સ્હેલી હોઇ વાંચવા ગમે એવી છે. એમાંની કેટલીક વાર્તાઓ પારસી માસીકમાં પ્રગટ થઇ સારો આદર મેળવી શકી છે."—**ગુણસુંદરી.**

"બધી વાર્તાઓ આનંદ આપે તેવી છે. ભાષા જરાયે અઘરી નથી."—**સ્ત્રીબોધ.**

"ટુંકટુંક અને કટુકટુ વાકયોની રચના તથા અલંકારોથી શણગારેલા આ પુસ્તકનો પારસી લખનારાઓ જો અભ્યાસ કરે તો જવાન કિંવા અઘોર સ્ત્રીપુરૂષોને આવકારદાયક વાંચન પૂરૂં પાડવાનો ક્રમ નવેસરથી આરંભવાનો ચડસ લાગ્યા સિવાય રહે નહિ. આ વાર્તાઓ શુદ્ધ ભાષામાં છતાં પારસી વાંચકોને પારસી ગુજરાતીની જેમ વાંચવાને અતિશય સહેલી છે. પારસી કે હિંદુ છોકરાંઓને આ વાર્તાઓ વાંચવાને આપુવામાં આવે તો વાંધા જેવું નથી, તેમ લાયબ્રેરીઓમાં અને

"**ઇંદિરા** આખી વાત હેરત પમાડે તેવી રીતે શૃંગારમય હોવા છતાં મર્યાદાયુક્ત છે; એમાં અતિશય સુંદરતાથી દીપી રહેલો હાસ્યરસ જેમ છે, તેમ હાલની કેટલીક સુધારા પ્રવૃત્તિઓ ઉપરની સાર્થક અને ન્યાયયુક્ત ટીકાઓ પણ છે. બંકિમ બાબુની કળાનો ઉત્તમ નમુનો આ **ઇંદિરા** છે.

"બીજી ચૌદ વાતો પણ અમને ગમી છે, પણ તેમાંયે સ્વર્ણકુમારી દેવીની કૃતિઓ અતિશય મનોહર અને રમ્ય લાગી. '**ચોરાયલી ચાવી**' જેટલે દરજ્જે નવીનતાના અંશો ધરાવે છે, તેટલે દરજ્જે આજના રાજકિય વાતાવરણનાં સંભારણાં આપી રહે છે.

"રંગીલદાસની શૈલી સરળ ને કુદરતી છે."—**સાહિત્ય.**

"આ પુસ્તકમાં વાર્તાની પસંદગી બહુ કાળજીથી થઇ છે. ભાષાની શૈલી દિ૦ બ૦ કૃષ્ણલાલ લખે છે તેમ સરળ હોવાથી પુસ્તક હિંદુ વાંચક મંડળનેજ નહિ પણ આપણા પારસી ભાઇઓને પણ રૂચીકર થઇ પડ્યું છે તે માટે તેમજ તેને સારી રીતે છપાવવા માટે લેખકને ધન્યવાદ ઘટે છે. કેટલીક વાર્તાઓ તો પૂરી કર્યા વિના હાથમાંથી મૂકવી ગમતીજ નથી."—**છગનલાલ હરિલાલ પંડ્યા,** સાક્ષર, જુનાગઢ રાજ્યના માજી વિદ્યાધિકારી, અને **કાદંબરી**ના ભાષાંતરકર્તા.

"બાબુ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથાઓ અને ટુંકી વાર્તાઓ બંગાળામાં સુપ્રસિદ્ધ છે. કેટલીક તો ગુજરાતી સાહિત્યમાં અનુવાદિત થઇ આદર પામી છે. શ્રી. સુતરીઆએ **ઇંદિરા** નામની નવલકથા અને બીજી ૧૫ ટુંકી વાર્તાઓ બંગાળી પરથી ગુજરાતીમાં ઉતારી છે. ટુંકી વાર્તાઓમાંની કેટલીક બંકિમ બાબુ સિવાય બીજા લેખકોની

છે. પુરસદ માસિકના તંત્રી કહે છે તેમ એ વાર્તા પારસી વાંચકોને બહુજ પસંદ પડી હતી અને અનુવાદક આશા રાખે છે કે જે પારસી વાંચનારાઓને ગમ્યું તે ગુજરાતી આલમને પણ ગમશે. એ આશા સાથે અમે પણ સમ્મત છીએ. ઇંદિરા સામાજિક વાર્તા છે અને બીજી વાર્તાઓનો મોટો ભાગ પણ સામાજિક છે. ભાષાંતરની ભાષા એકંદર સાદી અને સહેલાઇ સમજી શકાય તેવી છે."—**ગુજરાતી.**

"આ પુસ્તકમાંની વાર્તાઓ સરસ અને રસિક છે; અને તેનું વાંચન આનંદદાયક થઇ પડશે."—**બુદ્ધિપ્રકાશ.**

"આ પુસ્તકની ભાષા સાદી અને સ્હેલી હોઇ વાંચવા ગમે એવી છે. એમાંની કેટલીક વાર્તાઓ પારસી માસીકમાં પ્રગટ થઇ સારો આદર મેળવી શકી છે."—**ગુણસુંદરી.**

"બધી વાર્તાઓ આનંદ આપે તેવી છે. ભાષા જરાયે અઘરી નથી."—**સ્ત્રીબોધ.**

"ટુકટુક અને કટુકટુ વાકયોની રચના તથા અલંકારોથી શણગારેલા આ પુસ્તકનો પારસી લખનારાઓ જો અભ્યાસ કરે તો જવાન કિંવા અધોર સ્ત્રીપુરૂષોને આવકારદાયક વાંચન પૂરૂં પાડવાનો ક્રમ નવેસરથી આરંભવાનો ચડસ લાગ્યા સિવાય રહે નહિ. આ વાર્તાઓ શુદ્ધ ભાષામાં છતાં પારસી વાંચકોને પારસી ગુજરાતીની જેમ વાંચવાને અતિશય સહેલી છે. પારસી કે હિંદુ છોકરાંઓને આ વાર્તાઓ વાંચવાને આપવામાં આવે તો વાંધા જેવું નથી, તેમ લાયબ્રેરીઓમાં અને

શાળાઓના ઇનામમાં આપવામાં પણ હરકત નથી. હું ભલામણ કરી શકું છું." **શો. મ. દેશાઇ,** પ્રખ્યાત પારસી લેખક અને ગ્રંથકાર.

"રંગીલદાસની કલમમાં જાદુ છે. એમણે **'ઇંદિરા અને બીજી વાર્તાઓ'** વડે વાંચકોનાં મન જીતી લીધાં છે."—**ફુરસદ.**

"નામાંકિત બંગાળી લેખકોની પંદરેક વાતો ગુજરાતીમાં ઉતારી સરળ, શુદ્ધ અને અર્થવાહી ભાષામાં રસભરી રીતે લખવામાં શ્રી. સુતરિઆ સારો વિજય મેળવી શક્યા છે. દરેક ગુજરાતી ઘરમાં આવાં પુસ્તકને પ્રવેશ મળવો જોઇએ. ગુજરાતી લાઇબ્રેરી તો આવા પુસ્તક વગર અપૂર્ણજ લેખાય. હાલમાં વધતા જતા વાર્તાના શોખના સમયમાં આવી સુંદર, નિર્દોષ અને સરસ વાતો પ્રજાજન પાસે રજુ થાય એ ખુશી થવા જેવું છે. ખાસ ખુશી થવા જેવું તો એ છે કે શ્રી રંગીલદાસનું ગુજરાતી લખાણ આપણા પારસી ભાઇઓમાં પણ પ્રિય થઇ પડયું છે. આવા લેખકો પારસી અને ગુજરાતી એવા જુદી જુદી રીતે વહેતા લેખપ્રવાહનો સંગમ કરાવવામાં ઉપયોગી ફાળો આપે છે."—**હિંમતલાલ ગણેશજી અંજારિયા,** એમ. એ., એલએલ. બી., મુંબઇની ગુજરાતી મ્યુનિસિપલ શાળાઓના માજી સુપરિન્ટેન્ડંટ.

**મળવાનું ઠેકાણું**

**ધી ફોર્ટ પ્રિંટિંગ પ્રેસ**

૧ પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ

# ASTROLOGY OF THE RACE COURSE

BY

R. L. SUTARIA, B.A.

Mr. Vivian E. Robson, B.Sc., the leading English authority on Astrology, in his review of this book in the *British Journal of Astrology,* says:—" The author claims that this is the most comprehensive book on the subject ever published, and his claim certainly appears to be justified, for the book contains details of the rulership of the houses as applying to a race map, a new method of selection by weight based partly upon planetary periods, and the main system utilising colour indications, which together with numerous tables and examples go to make up a volume of 259 pages. The author's colour system possesses several new features notably the effect of planetary aspects in bringing up complimentary colours, and the methods are well explained."

New Impression, Price Rs. 10.

મહુર્મ પેસ્તનજી કાવસજી રબાડી કૃત

# કહેવત મૂળ

સુધારેલી વધારેલી ચોથી આવૃત્તિ, ડેમી આઠપેજી ૨૪૦ પાનાં.

## કિંમત રૂપીઆ અઢી.

મિ૦ **કરીમ મહમદ માસ્તર** આ પુસ્તકની ચોથી આવૃત્તિના "ઉપોદ્‌ઘાત"માં જણાવે છે:—"અનેક કહેવતો આપણે જાણીએ છીએ, નિત્ય વ્યવહારમાં વાપરીએ પણ છીએ; પરંતુ તેમાંથી કેટલી થોડી કહેવતોનાં મૂળ આપણે જાણીએ છીએ! કદાચિત કેટલીક કહેવતો માટે આપણને કોઇ કોઇ પૌરાણીક કથાઓની કે સામાજિક આખ્યાયિકાઓની ઝાંખી હશે; પરંતુ નિશ્ચિત ઝાઝું જાણતા નથી. આ પુસ્તક તે દિશામાં પ્રયત્ન કરે છે, અને એકંદરે પુસ્તકમાં જેટલી કહેવતો આપેલી છે, તેટલી પૂરતો તો તે પ્રયાસ સફળ થયો હોય એમ લાગે છે. **એમાંની વાર્તાઓ ઘણી રમુજી અને જ્ઞાનપ્રદ છે. કેટલીક વાર્તાઓ આ બેઉ ગુણ સાથે પેટ પકડીને હસાવે તેવી છે. કેટલીક વાર્તાઓ સંસારનું વ્યવહારિક દર્શન કરાવી પુસ્તકના ભણતર સાથે દુનિયાદારીનું ગણતર શીખવે છે."**

# પ્રકરણ ૧ લું

અસલ પૂર્વબંગાળમાં ભૂષણા નામે એક નગરી હતી. આજે તેનું નામ છે, 'ભૂખણી.' જે વખતે કલકત્તા નામે કંગાળ ગામડાનાં ઝુંપડાવાસીઓ વાઘના ભયે રાતે બહાર નીકળવાની હિંમત કરતા નહોતા, તે વખતે ભૂષણા ખાતે એક ફોજદાર રહેતો હતો. ફોજદાર એટલે સ્થાનીક ગવર્નર. આજના સ્થાનીક ગવર્નરો કરતાં તે વખતના ફોજદારોનો પગાર ઘણો ભારી હતો. મતલબ કે ભૂષણા સ્થાનીક રાજધાની હતી.

આજથી આશરે સવાબસો વર્ષની વાત ઉપર એક દહાડો રાતે પાછલા પહોરે ભૂષણા શહેરની એક, સાંકડી શેરીમાં એક મુસલમાન ફકિર રસ્તામાં સુતેલો હતો. ફકિર આખો રસ્તો રોકી આડો પડયો હતો. દરમ્યાન એક રાહદારી ત્યાં આવી ચઢયો. રાહદારી, ઉતાવળથી ચાલ્યો આવતો હતો, પરંતુ ફકિર રસ્તો બંધ કરી સુતેલો હતો તે જોઈ દુઃખી થઇ તે એકદમ અટકી ગયો.

રાહદારી હિંદુ, જાતે ઉત્તર તરફનો કાયસ્થ. તેનું નામ ગંગારામ દાસ. ઉમરે જુવાન. ગંગારામ મહા આફતમાં હતો. ઘેર મા મરવા પડી

હતી—આખર અવસ્થામાં હતી. તેથી તે દોડતો દોડતો વૈદને તેડવા જતો હતો. અહિં આવી જોયું તો રસ્તો બંધ!

તે દિવસોમાં મુસલમાન ફકિરોનું માન ઘણું હતું. ઇસ્લામ ધર્મ ઉપર અનાસ્થા હોવા છતાં ખુદ અકબર બાદશાહ એક ફકિરનો આજ્ઞાકારી હતો. હિંદુઓ પણ ફકિરોને માનતા; જેઓ નહોતા માનતા, તેઓ તેમનાથી ડરતા. ફકિરને ઓળંગીને જવાની ગંગારામની છાતી એકાએક ચાલી નહિ. તે બોલ્યો, "સલામ, સાંઇ સાહેબ! મને જરા રસ્તો આપો."

ન તો સાંઇ ખસ્યો કે ન તેણે કંઇ જવાબ દીધો. ગંગારામ હાથ જોડી બોલ્યો, "અલ્લાહ આપની ઉપર મહેરબાન થાય, હું દુઃખમાં પડયો છું, મને જરા રસ્તો આપો."

સાંઇ ખસ્યો નહિ. ગંગારામે હાથ જોડી બહુ કાલાવાલા કર્યા. ફકિર જરાય ખસ્યો નહિ, કંઇ બોલ્યો પણ નહિ. લાચાર થઇ ગંગારામ તેને ઓળંગીને ગયો. ઓળંગતી વખતે ગંગારામનો પગ ફકિરના શરીરને લાગ્યો: બનવાજોગ છે કે એમાં ફકીરની પોતાની જ બદમાશી હોય. દુઃખનો માર્યો ગંગારામ કંઇપણ બોલ્યા વગર વૈદરાજના ઘર તરફ ચાલ્યો ગયો. ફકિર પણ ઉઠયો—તે કાજી સાહેબના ઘર તરફ ગયો.

વૈદરાજને મળી ગંગારામ તેને પોતાને ઘેર તેડી ગયો. વૈદરાજે તેની માને તપાસી. નાડી બંધ થઇ ગઇ હતી, મોંઢેથી બોલાતું નહોતું; વૈદે દવા માટે બે ચાર વાર પૂછી જોયું, પણ છેવટે ભોંયે નાંખવાની સૂચના આપી. ભોંય ઉપર પડીને હરિનામ લેતી લેતી ગંગારામની મા હરિધામ સિધારી. ગંગારામ માના સત્કાર માટે પાડપડોસીઓને તેડવા ગયો. ન્યાતના પાંચ માણસો ભેગા મળી ગંગારામની માને સ્મશાણે લઇ ગયા.

માની આખર ક્રિયામાંથી પરવારી બપોર પછી ગંગારામ શ્રી

નામની પોતાની બ્હેન અને ડાઘુઓ સાથે ઘેર પાછો ફરતો હતો, તેવામાં ઢાલતરવારવાળા બે સિપાઇઓએ આવી તેને પકડયો. સિપાઇઓ જાતના ઢેડ હતા. તેમના સ્પર્શથી ગંગારામને દુઃખ થયું. સિપાઇઓ ભેગા પેલા ફકિરને આવેલો જોઇ તે ગભરાયો. તેણે પૂછ્યું, "કયાં લઇ જાઓ છો? મને કેમ પકડયો? મેં શું કર્યું?"

ફકિર બોલ્યો, "કાફર! બદબખ્ત! બેતમીજ! ચલ!"

"ચલ!" સિપાઇઓએ ટાપશી પૂરી.

એક સિપાઇએ ધક્કો મારી ગંગારામને નીચે પાડી નાંખ્યો, બીજાએ તેને બેચાર લાત લગાવી દીધી. એક ગંગારામને બાંધવા લાગ્યો, બીજો તેની બ્હેનને પકડવા દોડયો. તે જીવ લઇને ત્યાંથી ભાગી ગઈ. જે પાડપડોસીઓ સાથે હતા તેમાંથી કોણ કયાં પોલ થઈ ગયા તે કોઇના જોવામાં આવ્યું નહિ. ગંગારામને બાંધી મારતા મારતા સિપાઇઓ તેને કાજી પાસે લઇ ગયા. સાંઇ બાવા પણ હિંદુઓની બદમાશી વિષે ઘણા અઘરા ફારસી અને અરબી શબ્દોથી ભરપૂર તરેહવાર લવારો કરતા કરતા દાઢી હલાવતા હલાવતા તેમની સાથે ગયા.

ગંગારામને કાજી સાહેબની સમક્ષ ખડો કરવામા આવતાં જ મુકદ્દમો શરૂ થયો. ફરિયાદી સાંઈ બાવા, સાક્ષી સાંઇ બાવા અને ઇન્સાફ કરનાર પણ સાંઇ બાવા! તેને પોતાની જગા ઉપર બેસાડી કાજી સાહેબ તો બાજુએ ઉભા રહ્યા. ફકિરનો બકબકારો ખલાસ થયો એટલે કુરાન, પોતાના ચશ્મા, અને સાંઇ બાવાની લાંબી સફેદ દાઢીનું સારી પેઠે અવલોકન કરી છેવટે કાજી સાહેબે ગંગારામને જીવતો જમીનમાં દાટી દેવાનો હૂકમ કર્યો. જેમણે જેમણે એ હૂકમ સાંભળ્યો તેમને સર્વને કંપારી છૂટી. ગંગારામ બોલ્યો, "જે થવાનું હતું તે થઈ ચૂકયું. હવે મનની મુરાદ મનમાં શા માટે રહેવા દેવી?"

આમ કહી ગંગારામે સાંઇના મોં ઉપર ફફડાવીને એક લાત ઝાડી કાઢી. તોબા તોબા પોકારતો મોં ઉપર હાથ રાખી સાંઈ ધરાશાયી થયો. આ ઉમરે તેના જે થોડા ઘણા દાંત બાકી હતા, તેમાંના ઘણાખરાને ગંગારામના ચરણસ્પર્શથી મુક્તિલાભ થયો. દરમ્યાન પેલા જ સિપાઇઓએ દોડી આવી ગંગારામને ઘેર્યો, અને કાજી સાહેબના હૂકમથી તેના હાથમાં હાથકડી અને પગમાં બેડી પહેરાવી દીધી. પછી જે સઘળી વાતનો કોઈ અર્થ મળે નહિ તેવા શબ્દો વાપરી ગાળ દેતા દેતા, ધુસ્સા, થપ્પડ અને લાત મારતા મારતા, તેઓ તેને કેદખાનામાં લઇ ગયા. તે દહાડે સાંજ પડી ચૂકી હતી એટલે વિશેષ કંઈ થઈ શકે તેમ નહોતું. ગંગારામને જીવતો દાટવાનું કામ વળતા દિવસ ઉપર મુલતવી રહ્યું.

---

## પ્રકરણ ૨ જું

ગંગારામની બ્હેન બાળ છૂટા નાંખી રોતીકકળતી એક ઝાડ તળે ધૂળમાં આળોટતી પડી હતી, ત્યાં આ સમાચાર પહોંચ્યા. બ્હેને સાંભળ્યું કે ભાઇને જીવતો જમીનમાં દાટવાના છે. તરત જ તે ઉઠી બેઠી થઇ અને આંખો લૂછી તેણે અંબોડો બાંધ્યો.

ગંગારામની બ્હેન શ્રીની ઉમર પચ્ચીશેક વર્ષની હતી. તે ગંગારામ કરતાં નાની હતી.

ગંગારામ, ગંગારામની મા અને શ્રી સિવાય સંસારમાં તેમનું બીજું કોઈ નહોતું. ગંગારામની મા માંદગીને બિછાને પડી ત્યારથી ઘરનો કારભાર શ્રી કરતી હતી. શ્રી હતી તો સધવા, પરંતુ કર્મસંજોગે સ્વામીસહવાસથી વંચિત હતી.

ઘરમાં એક શાલિગ્રામ હતા—નાનું સરખું નૈવેદ્ય ધરી તેની દરરોજ પૂજા કરવામાં આવતી હતી. શ્રી અને શ્રીની માને મન તે સાક્ષાત્ નારાયણ હતા. અંબોડો બાંધી શાલિગ્રામના ઓરડા આગળ જઈ બારણે ઉભાં ઉભાં શ્રીએ મનમાં ને મનમાં તેને અનેક પ્રણામ કર્યાં. પછી તે હાથ જોડી કહેવા લાગી, "હે નારાયણ! હે પરમેશ્વર! હે દીનબંધુ! હે અનાથનાથ! હું આજે જે કઠણ કામ કરવા ધારૂં છું, તેમાં તમે મને સહાય કરજો! હું બાઈ માણસ—મહા પાપી! મારાથી શું થાય? તમે ધ્યાન રાખજો, ઠાકોરજી!"

આટલું કહી શ્રી ત્યાંથી નીકળી ઘરની બહાર ગઇ. પાંચકોડીની મા નામે તેની એક ઘરડી પડોસણ હતી. એ પડોસણ જોડે તેમને બહુ ઘરવટ હતી. તે શ્રીની માનું ઘણુંએક કામકાજ કરી દેતી હતી. હમણાં તેની પાસે જઈ શ્રીએ તેના કાનમાં કંઇ ઘુસપુસ કીધી. પછી બેઉ જણી બહાર સડક ઉપર આવી અને અંધારામાં ગલીકુંચીઓ વટાવતી ઘણે દૂર નીકળી ગઈ. તે દેશમાં પાકી બાંધણીવાળાં ઘર ઝાઝાં નહોતાં, તો જો કે આજ કરતાં તે વખતે તેવાં ઘર વિશેષ હતાં. વચ્ચે વચ્ચે ફૂટી છવાઈ મોટી મોટી હવેલિયો પણ દીઠામાં આવતી હતી. આ બે બાઇઓ આવી જ એક હવેલી આગળ જઇ ઉભી રહી. મકાનની સામે તળાવ હતું, તળાવને પાકો ઘાટ હતો. ઘાટ ઉપર કેટલાક દરવાનો બેઠા હતા—કોઇ ભાંગ ઘુંટતો હતો, કોઇ ટપ્પા ગાતો હતો તો કોઇ વતનનાં સ્વપ્નાં જોતો હતો. તેમાંના એક જણને ઉદ્દેશી, પાંચકોડીની મા બોલી, "પાંડે મહારાજ, ભંડારીને બોલાવી લાવોને."

"હમ પાંડે નહિ," દરવાને કહ્યું, "હમ મિસર હોત હૈં."

"એમ?" પાંચકોડીની મા બોલી, "ત્યારે તમે તો પાંડે કરતાં પણ ઉંચા બ્રાહ્મણ!"

આ ખુશામતથી ખુશ થઇ મિશ્રદેવે પૂછ્યું, "તુમ્હેં ભંડારીસેં ક્યા કામ હય?"

"એજ કે અમારે ત્યાં દૂધી, તુમડાં વગેરે શાકભાજી તૈયાર થયા છે, તે મકુંજે કહેતી જાઉં કે કાલે આવીને તોડી જજો."

"અચ્છા, હમ કહ દેંગે. તુમ ઘર જાવ."

"તમે કહેશો તે તો ઠીક, પણ નામઠામ વગર તે કોને ત્યાં જઇને શાકભાજી તોડી લાવશે?"

"અચ્છા, તુમ અપના નામ બતાતી જાવ."

"કપાળ તમારૂં! વિચાર તો હતો કે એક દૂધી તમને યે આપું, પણ તમારા કરમમાં લખી હોય એમ લાગતું નથી!"

"અચ્છા, તુમ ખડી રહો, હમ ભંડારીકો બુલાઇત હૈં."

ગુનગુન કરતા મિશ્ર મહારાજ ઉઠ્યા અને દંડુકો ઠોકતા ઠોકતા ઘરમાં જઇ તરત જ જીવણ ભંડારીને તેણે ખબર આપી કે "એક તરકારીવાલી આઈ હૈ. હમેં કુછ મિલેગા, તુમ્હેં ભી કુછ મિલ સકતા હૈ, તુમ જલ્દી આઓ."

જીવણ ભંડારીની ઉમર કંઇક મોટી હતી. તેની કેડે કંદોરામાં કેટલીક ચાવીઓ ઝુલતી હતી. દેખાવે બહુ કડક. કંઈક મેળવવાના લોભથી તે તરત બહાર આવ્યો. બે બાઈઓને ઉભેલી જોઇ તેણે પૂછ્યું, "કોણ બોલાવે છે રે?"

પાંચકોડીની માએ જવાબ દીધો, "એ તો મેં તમને એટલા વાસ્તે બોલાવ્યા કે અમારે ત્યાં શાકભાજી તૈયાર થયાં છે. થોડાં તમે લેજો, થોડાં દરવાનજીને આપજો અને બાકી વધે તે સરકારમાં આપજો."

"તારૂં ઘર ક્યાં છે તે કહે. કાલે આવીને લઇ જઇશ."

"બીજું આ એક દુઃખી અનાથ છોકરી આવી છે. એની વાત પણ કંઈક સાંભળી લ્યો."

ગળા સૂધી ઘૂમટો તાણી શ્રી દિવાલે અંઢેલીને એક બાજુએ ઉભી રહી હતી. તેના તરફ નજર કરી જીવણ ભંડારીએ સ્હેજ કરડાશીથી કહ્યું, "એ ભીખબીખની વાત હજુરમાં મારાથી નહિ થાય."

તે સાંભળી પાંચકોડીની માએ ધીમે સાદે ભંડારીને કહ્યું, "જો કંઇ ભીખ મળશે તો તેમાંથી અરધી તમારી!"

એટલે રાજી થઈ ભંડારી બોલ્યો, "શું કહેવું છે, મા?"

ભિખારીને પક્ષે ભંડારીના શેઠનું બારણું ખુલી ગયું. શ્રીએ ભિક્ષાનો અભિપ્રાય જણાવ્યો એટલે ભંડારી તેને પોતાના માલિક પાસે તેડી ગયો.

શ્રીને ત્યાં પહોંચાડી માલિકની આજ્ઞાનુસાર ભંડારી બહાર ચાલી ગયો. શ્રી જઈ બારણાં આગળ ઉભી રહી. તેણે ઘૂમટો તાણ્યો હતો, તે ધ્રૂજતી હતી. ઘરધણીએ પૂછ્યું, "તું કોણ છે?"

"શ્રી!"

"શ્રી! ત્યારે શું તું મને ઓળખતી નથી? હું કોણ તે જાણ્યા વગર જ તું મારી પાસે આવી છે? હું સીતારામ રાય."

શ્રીએ મોં ઉપરથી ઘૂમટો ખસેડી નાંખ્યો. આંસુથી ભરેલો, વરસાદના પાણીથી પળલેલા કમળ જેવો, નિર્મળ, મનમોહન મુખડો સીતારામની નજરે પડયો. તે બોલી ઉઠયો, "તું શ્રી! આટલી બધી, દેખાવડી!"

"હું બહુ દુઃખી છું. મજાક કરવાનો આ વખત નથી." કહી શ્રી રડવા લાગી.

"આટલે દહાડે અહિં કેમ આવી છે? આવી છે તો આંમ રડે છે શા માટે?"

શ્રીએ જવાબ દીધો નહિ—રડયા જ કીધું. સીતારામે કહ્યું, "પાસે આવ."

"હું પાથરણું અભડાવીશ નહિ. મને સૂતક છે."

"સૂતક ? કોનું ?"

"મારી મા આજે મરી ગઇ છે," કહેતાં કહેતાં શ્રીની આંખ આંસુથી ભરાઇ આવી.

"એ દુઃખે તું આજે મારી પાસે આવી છે?"

"ના—મારી માનું કાજ હું ગમે તેમ કરીશ. તે માટે તમને તકલીફ આપીશ નહિ. પરંતુ આજે મારી ઉપર ભારે દુઃખ પડયું છે."

"વળી શું દુઃખ ?"

"મારો ભાઈ જાય છે. કાજી સાહેબે તેને જીવતો દાટવાનો હુકમ કર્યો છે. હમણાં તે કેદખાનામાં છે."

"તે કેમ? તેણે શું કર્યું ?"

પોતે જે જે સાંભળ્યું તથા જોયું હતું તે શ્રીએ રડતાં રડતાં પહેલેથી છેલ્લે સુધી મૃદુસ્વરે કહી સંભળાવ્યું. સાંભળી લઇ લાંબો નિશ્વાસ નાંખી સીતારામે પૂછ્યું, "એનો ઉપાય ?"

"ઉપાય તમે. તેથી જ તો આટલે વરસે તમારી પાસે આવી છું."

"હું શું કરૂં ?"

"તમે શું કરો ? ત્યારે કોણ કરશે ? હું જાણું છું કે તમે બધું કરી શકો એમ છે."

"કાજી દિલ્લીના બાદશાહનો નોકર. કોની મગદુર કે દિલ્લીના બાદશાહ સાથે વિરોધ કરે ?"

"ત્યારે શું કંઈ જ ઉપાય નથી ?"

લાંબો વિચાર કરી સીતારામે જવાબ દીધો, "ઉપાય છે. તારા

ભાઇને બચાવીશ, પણ હું માર્યો જઇશ."

"જુઓ, દેવતા છે, ધર્મ છે, નારાયણ છે. કશુંય મિથ્યા નથી. દીનદુઃખીને તમે બચાવશો તો તમારૂં કદી પણ ભુંડું થશે નહિ. હિંદુને હિંદુ નહિ બચાવે તો કોણ બચાવશે?"

સીતારામે ખુબ વિચાર કરી કહ્યું, "તારૂં કહેવું તદ્દન ખરૂં છે—હિંદુને હિંદુ નહિ બચાવે તો કોણ બચાવશે? હું તારી આગળ સોગંદ લઉંછું કે ગંગારામને ખાતર મારાથી બનતું હું કરીશ."

એ સાંભળી રાજી થઈ ઘૂમટો તાણી શ્રી ત્યાંથી જતી રહી.

બારણે આગલો દેતાં દેતાં સીતારામે નોકરને તાકીદ આપી, "હું બારણું ખોલું નહિ ત્યાં સૂધી મને કોઇએ બોલાવવો નહિ." તેણે મનમાં ને મનમાં ફરી એક વાર વિચાર કર્યો, "શ્રી આવી શ્રી! અને મને જ તેની ખબર નહિ! પણ—પહેલાં શ્રીનું કામ કરી દઉં, તે પછી બીજી વાત." તે બબડયો, "હિંદુને હિંદુ નહિ બચાવે તો કોણ બચાવશે?"

## પ્રકરણ ૩ જું

સીતારામનો એક ગુરૂદેવ હતો. તે નિશાળમાં છોકરાં ભણાવનાર પંતુજી વર્ગનો માણસ હતો. તાસાની નામાવળી પહેરતો, માથું કાળજીપૂર્વક મુડાવી તરબૂચની છાલ જેવું કરાવતો—બાકી રાખતો, માત્ર એક "રેફ." બાળની જગાએ ચંદનની જેવી જોઇએ તેવી ઘટા—ખુબ લાંબા લાંબા લેપડા. બામણગિરિનો બીજો પણ બધો વેષ રાખતો. તેનું નામ ચંદ્રચૂડ તર્કાલંકાર. તે સીતારામનો અત્યંત હિતેચ્છુ હતો. સીતારામનો જ્યારે જ્યાં મુકામ હોય, ચંદ્રચૂડનો પણ ત્યારે ત્યાં જ મુકામ હોય. હાલ મુકામ ભૂષણા ખાતે હતો. આજે પણ અમે એવા બે ચાર પંતુજીઓ જોયા છે કે જેઓ એક હાથ ઉપર નિશાળમાં વ્યાકરણ–સાહિત્ય ભણાવવામાં જેટલા હુશિયાર હોય છે, તેટલા જ બીજા હાથ ઉપર અભણ તાલુકામાં ધિંગાણું મચાવવામાં પણ હુશિયાર હોય છે. ચંદ્રચૂડ આ વર્ગનો માણસ હતો.

થોડો વાર રહી સીતારામ ઘરમાંથી બહાર નીકળ્યો અને ગુરૂદેવને ઘેર જઇ પહોંચ્યો. તેણે ચંદ્રચૂડ સાથે ખુબ ખાનગી મસલત કીધી. તેમની વાતચીત અહિં વિસ્તારીને લખવાની જરૂર નથી. એટલું જ કહેવું બસ થશે કે વાતચીતને પરિણામે બેઉ જણા બહાર નીકળી પડયા અને રાતોરાત શહેરના અનેક માણસોને મળ્યા. છેક પાછલી રાતે ઘેર પાછા ફરી સીતારામે પોતાના પરિવારને એક વિશ્વાસુ માણસ સાથે મધુમતીપાર મોકલી દીધો.

# પ્રકરણ ૪ થું

શહેરની બહાર એક મોટા વિશાળ મેદાનમાં ગંગારામ દાસની ઘોર તૈયાર કરવામાં આવી હતી. કેદીને ત્યાં લાવવામાં આવે તે પહેલાંજ લોકનાં ટોળેટોળાં ત્યાં ઉતરી પડયાં. મળસ્કે વહેલાં—ઝાડો ઉપરથી અંધકાર હજી દૂર થયો નહોતો, આકાશમાં તારાઓ હજી નજરે પડતા હતા, તેવે સમયે—બેસુમાર લોક જીવતા માણસની ઘોર જોવા નીકળી પડયાં. એક માણસનું મોત, તે બીજાંઓને મન જાણે મોટો ઓચ્છવ! સૂર્યોદય થતાં સુધીમાં તો મેદાન ચીકાર ભરાઇ ગયું, છતાં શહેરનાં રસ્તાઓ અને ગળીકુંચીમાં થઇને લોક કીડીની હારની માફક મેદાન તરફ ચાલ્યાં જતાં હતાં. ગીરદી એટલી બધી વધી ગઇ કે તે વિશાળ મેદાનમાં પણ તલમાત્ર જગા રહી નહિ. પ્રેક્ષકો કેટલીક જગાએ વાંદરાની માફક ઝાડો ઉપર ચઢી બેઠાં હતાં—જાણે પૂછડીને અભાવે કંઇક વિરસ; કેટલીક જગાએ તેઓ વડવાગળાંની માફક લટકતાં હતાં—સૂર્યોદયે જાણે કંઇક સરસ! પછવાડે શહેરનાં જે કેટલાંક પાકાં મકાનો નજરે પડતાં હતાં, તેની અગાશીઓ માણસોથી ભરાઇ ગઇ હતી—ફાજળ જગા નહોતી. કાચાં ઘર સંખ્યામાં વિશેષ હતાં. તેમની દિવાલે નિસરણી મૂકી લોક છાપરે ચઢી જોવાને બેઠાં હતાં. મેદાનની અંદર કેવળ કાળાં માથાંનો સમુદ્ર, ધક્કામુક્કી, ભેળંભેળ. માણસો આવ્યા જતા હતા, ટોળે થતા હતા, વિખેરાતા હતા, લટાર મારતા હતા, ફરતા હતા, વળી પાછા ટોળે થતા હતા.—અતિશય ભયાનક કોલાહલ. કેદીને હજી લાવવામાં આવ્યો નહોતો, તે જોઇ પ્રેક્ષકો અધીરા થઇ ગયા—તેઓ બૂમાબૂમ, ગરબડ, બોલાચાલી અને મારામારી કરવા લાગ્યા. હિંદુઓ મુસલમાનને ગાળ દેવા લાગ્યા, મુસલમાનો હિંદુને

ગાળ દેવા લાગ્યા. કોઇ કહે " અલ્લાહ " તો કોઇ કહે " હરિબોલ !" કોઇ કહે "આજે નથી, પાછા ચાલો," તો કોઇ કહે, " આ આવ્યા, જો. " જેઓ ઝાડ ઉપર ચડી બેઠા હતા તેમને બીજું કંઇ કામ સૂઝયું નહિ, એટલે ઝાડના ડાળપાંખડાં તોડી નીચે ઉભેલાઓનાં માંથામાં મારવા લાગ્યા. કોઇ કોઇ તેટલાથી ન ધરાતાં થુક ઉરાડવા લાગ્યા. આ બધાં કારણોને લીધે જ્યાં જ્યાં ઝાડ હતાં ત્યાં ત્યાં ઉપર બેઠેલાઓ અને નીચે ઉભેલાઓ વચ્ચે ભારે રકઝક થવા લાગી. કેવળ એક ઝાડ નીચે આવી ગરબડ નહોતી. ત્યાં ઝાઝા માણસો નહોતા. તે જગા સમુદ્રમાં આવેલા નાના બેટ જેવી ઉજડ હતી. બેચાર માણસો ત્યાં હતા ખરા, પણ તેઓ કોઇ જાતની ધાંધલધરપચ કરતા નહોતા—ચુપચુપ ઉભા હતા, સિવાય કે જો બીજા માણસો તે ઝાડ તળે ઉભા રહેવાની મતલબથી આવતા, તો તેઓ તેમને ગળચીમાંથી ધરી ખદેડી મૂકતા હતા—તેઓ ખુબ લઠ્ઠપઠ્ઠ હતા અને તેમના હાથમાં લાઠીઓ હતી, તે જોઇ સૌ કોઇ ત્યાંથી મુગામુગા ચાલી જતા. માત્ર એક સ્ત્રી ઝાડનાં મૂળીઆં ઉપર ઉભી ઉભી થડ પકડી ઉંચે જોઇ ઝાડ ઉપર બેઠેલા કોઇ માણસ સાથે વાતચીત કરી રહી હતી. તેનાં આંખ-મોં સૂઝેલાં હતાં, કપડાં ખેરવિખેર હતાં—જાણે આખી રાત તેણે રડવામાં કાઢી હોય. પરંતુ હમણાં તે રડતી નહોતી. તેણે ઝાડ ઉપર બેઠેલા માણસને પૂછ્યું, " મહારાજ, હવે કંઇ જણાય છે કે ?"

" ના, " ઝાડ ઉપરથી જવાબ આવ્યો.

" ત્યારે તો નારાયણે રક્ષા કીધી હોય એમ લાગે છે."

વાંચક સમજી ગયો હશે કે એ બાઇ તે શ્રી અને ઝાડ ઉપર બેઠેલો માણસ તે ચંદ્રચૂડ તર્કાલંકાર જાતે પોતે ! ઝાડની ડાળી તેને યોગ્ય આસન કહેવાય નહિ, પરંતુ તર્કાલંકારે મન મનાવ્યું છે કે " હું

ધર્માચરણ–નિયુક્ત, ધર્મને ખાતર મારે બધું કરવું પડે!"

શ્રીની વાતના જવાબમાં ચંદ્રચૂડ બોલ્યો, "નારાયણ અવશ્ય રક્ષા કરશે. મારી તે વિષે ખાત્રી છે. તું ઉતાવળી ના થા. પરંતુ હજી એ રક્ષાનો ઉપાય થયો હોય એમ જણાતું નથી. સામેથી કેટલાક લાલ પાઘડીવાળા આવતા દેખાય છે."

"લાલ પાઘડીવાળા કોણ?"

"હું ધારૂં છું કે ફોજદારના સિપાઇ."

ખરેખર બસો હથિયારબંધ ફોજદારી સિપાઇ ગંગારામને ઘેરી લઇ હારબંધ આવતા હતા. તે જોઇ તમામ લોક શાંત થઇ ઉભાં. પોતે જે કંઇ જોતો હતો તે ચંદ્રચૂડ શ્રીને કહેતો ગયો.

"સિપાઇ કેટલા છે?" શ્રીએ પૂછ્યું.

"બસો હશે."

"આપણે દીનદુઃખી, નિઃસહાય. આપણને મારવાને આટલા બધા સિપાઇ કેમ?"

"લોક ઘણું જમા થયું છે તેથી સાવચેતીને ખાતર ફોજદારે એટલા બધા સિપાઇ મોકલ્યા હોય, એ બનવાજોગ છે."

"હવે શું થાય છે?"

"ઘેરની ફરતા સિપાઇઓ હારદોર ઉભા છે. વચ્ચે ગંગારામ. પાછળ ખુદ કાજી અને પેલો ફકિર."

"ભાઇના શું હાલ છે?"

"દુષ્ટોએ તેને હાથે હાથકડી અને પગે બેડી પહેરાવી છે."

"રડે છે કે?"

"ના. તે ચુપ–શાંત ઉભો છે. ચ્હેરો ખુબ ગંભીર, દમામદાર."

"હું તેને એકવાર જોઇ નહિં શકું? જીવને જોખમે પણ જોઇશ."

"જોવાની સગવડ છે. આ નીચેની ડાળ ઉપર તું ચઢી શકશે?"

"હું બાઇ માણસ, કોઇ દિવસ ઝાડ ઉપર ચઢી નથી."

"આ શું શરમનો વખત છે, મા?"

મૂળથી બે હાથ ઉંચે એક સરળ ડાળ હતી. તે ડાળ ઉંચી જવાને બદલે સીધી બહાર નીકળી હતી. થડથી બેએક હાથ છેટે જઇ તે બે ભાગમાં વ્હેંચાઇ ગઇ હતી. એ બે ડાળ ઉપર બેઉ પગ રાખી પાસેની બીજી એક ડાળ પકડી ઉભા રહેવું સુગમ હતું. ચંદ્રચૂડે તે શ્રીને દેખાડયું. શરમ છોડી શ્રીએ ઉપર ચઢવાની ચેષ્ટા કીધી—સ્મશાનમાં શરમ હોય નહિ.

પહેલા એક બે પ્રયત્ન નિષ્ફળ નીવડયા—શ્રી રડવા લાગી. પછી, કોણ જાણે કેવી ચાલાકીથી—શ્રી પોતે પણ તે કળી શકી નહિ—તે પેલી નીચેની ડાળ ઉપર ચઢી ગઇ અને પેલી જ જોડ ડાળ ઉપર બેઉ પગ રાખી બીજી એક ડાળ ધરી ઉભી થઇ ગઇ.

પણ તેથી તો ત્યાં ભારે હોહા મચી. શ્રી ઉભી હતી તે જગાએ આગલા ભાગ ઉપર પાતરાંનું ઢાંકણ નહોતું—શ્રી સારા જનસમુહ સન્મુખ છડી થઇ ગઇ. સર્વેએ જોયું કે કોઇ અતુલનીય રૂપવતી ઝાડની ડાળ ધરી કાળાં પાતરાંના ઝુંડ વચ્ચે એકાએક વિરાજમાન થઇ છે. જાણે મંડપમાં પધરાવેલી મૂર્તિ હોય તેમ ઝાડની ડાળીઓ અને પાતરાં ચોતરફથી તેને ઘેરી રહ્યાં છે. વાળ ઉપર પાતરાં પડયાં છે, ભરાવદાર ભુજાઓ ઉપર પાતરાં પડયાં છે, છાતી ઉપર ઝુલતાં ઝુલફાંઓ કયાંક કયાંક ઢાંકતાં પાતરાં પડયાં છે, એક ડાળ આડી પડવાથી બેઉ પગ ઢંકાઇ ગયા છે—એ મૂર્તિમતી વનદેવી શાની ઉપર ઉભી છે તે કોઇ જોઇ શકતું નથી. તેને જોઇ આસપાસ ઉભેલા લોક તોફાની દરિયાની માફક ઉછળી ઉઠયા.

શ્રી એમાંનું કંઇ જાણતી નહોતી. પોતાની હાલતનું તેને જરા એ ભાન નહોતું. તે તો એકીટશે ગંગારામ તરફ જોઇ રહી હતી, તેની બેઉ આંખમાથી ચાલુ જળધારા વહેતી હતી. એ વખતે બીજી ડાળ ઉપરથી ચંદ્રચૂડ હાક મારી બોલ્યો, "આ તરફ જો, આ તરફ જો! ઘોડા ઉપર પેલું કોણ આવે છે?"

તે તરફ નજર કરી શ્રીએ કોઇને ઘોડા ઉપર બેસીને આવતો દીઠો. યોદ્ધાનો વેષ, છતાં બિનહથિયાર! ઘોડો તેજ, પરંતુ લોકોની ભીડ હઠાવી એકદમ આગળ વધી શકતો નહોતો. ઘોડો ઉછળતો હતો, ડોળતો હતો, ગરદન વાંકી કરતો હતો, પણ બહુ આગળ વધી શકતો નહોતો. શ્રીએ ઓળખ્યો, ઘોડેસ્વાર સીતારામ.

આ તરફ સિપાઇઓ ગંગારામને ઘોરમાં ઉતારતા હતા. તેજ વખતે બેઉ હાથ ઉંચા કરી સીતારામે તેમને થોભવા જણાવ્યું. સિપાઇઓ અટકી ગયા.

"ક્યા દેખતે હો?" સાંઇ સાહેબે બરાડ મારી. "કાફરકો મિટ્ટી દો."

કાજી સાહેબ વિચારમાં પડી ગયો. તેને તે વખતે ત્યાં હાજર રહેવાનું કંઈ કારણ નહોતું. ફક્ત લોક ભેગું થયલું સાંભળી તમાસો જોવા તે ત્યાં આવ્યો હતો. તે હાજર હતો એટલે સઘળું તેના તાબામાં ગણાય. તે બોલ્યો, "સીતારામ થોભવા કહે છે, ત્યારે કંઈ કારણ હોવું જોઇએ. તે આવે ત્યાં સૂધી થોભો."

સાંઇ સાહેબ નારાજ થયો, પરંતુ સીતારામ આવી પહોંચે ત્યાં સૂધી થોભ્યા વગર છૂટકો નહોતો. ગંગારામના મનમાં કંઇક આશા આવી.

સીતારામ કાજી સાહેબ પાસે આવી પહોંચ્યો. ઘોડા ઉપરથી ઉતરી પહેલાં સાંઈ સાહેબને અને પછી કાજી સાહેબને, તેણે વિનયપૂર્વક

સલામ કરી.

"કેમ, રાય સાહેબ!" કાજીએ પૂછ્યું, "આપનો મિજાજ શરીફ?"

"અલ્હમદુલ્લિલ્લાહ!" સીતારામે જવાબ દીધો, "મિજાજે મુબારકના સમાચાર સંભળાવી આ કમતરીન સેવકને આભારી કરશો."

"ખુદાએ નફરને જેવો રાખ્યો છે તેવો છું. હમણાં તો એ જ જવાબ કે બાળ સફેદ થયા છે, અજલના ફિરસ્તાની રાહ જોઇએ છીએ. દોલતખાનામાં સૌ ખૈરઆફિયત છે?"

"હજુરના ઇકબાલથી ગરીબખાનામાં સૌ ખૈરિયત છે."

"અત્યારે અહિં આવવું કેમ થયું?"

"આ ગંગારામ, બદબખ્ત, બેતમીજ, જે કહો તે, એ મારો ભ્યાતિલો છે. એને પાપે હજુરમાં હાજર થયો છું—જાન બક્ષિસ ફરમાવો."

"એ શું?—એમ તે કંઇ બને?"

"આપ મહેરબાન અને કદરદાન ચાહો તો બધું બની શકે."

"ખુદા માલિક, મારાથી એ વિષે કંઇ નહિ થાય."

"હજાર અશરફી જરિદાના દઇશ. જાન બક્ષિસની ફરમાયસ કરો."

કાજીએ ફકિરના મોં સામું જોયું. ફકિરે પાંછેરો હલાવ્યો. કાજી બોલ્યો, "એ કંઇ નહિ બને. કાફરકો કબરમેં ડાલો."

"બે હજાર અશરફી આપીશ. હું હાથ જોડું છું, સ્વીકાર કરો, મારે ખાતર."

કાજીએ ફકિર તરફ જોયું, ફકિરે નન્નો વાસ્યો—એ વાત પણ ઉડી ગઇ. આખરે સીતારામ ચાર હજાર અશરફી આપવા કબૂલ થયો, તે પણ નહિ. પાંચ હજાર—ના. આઠ હજાર, દશ હજાર—બસ ના.

સીતારામ થાકયો. આખરે ઘૂંટણિયે પડી, બે હાથ જોડી, કાકલુદી કરતાં તેણે કહ્યું, "એથી વધારે હું આપી શકું તેમ નથી. તો પણ બીજું જે કંઇ મારી પાસે છે તે આપવાને તૈયાર છું. મારી જમીન, જાગીર, જવેરાત, માલમિલ્કત, સર્વસ્વ આપું છું. સ્વીકાર કરો. એને છોડી દો."

કાજીએ પૂછયું, "એ તમારો એવો શું સગો છે કે એને ખાતર તમે સર્વસ્વ ભોગ આપો છો?"

"એ મારો ગમે તે હોય," સીતારામે જવાબ દીધો, "મેં એનો જીવ બચાવવાનું વચન આપ્યું છે—સર્વસ્વ આપી એનો જીવ બચાવવો, એ અમારો હિંદુનો ધર્મ."

"હિંદુ ધર્મ જે હોય તે. ઇસ્લામ એ જ સાચો મહજબ છે અને હજરત મહમદ તેના પાક પેગંબર છે. આ માણસે ઇસ્લામી ફકિરનું અપમાન કર્યું છે. એનો જીવ લઇશ—એ વાત નિઃસંદેહ છે. કાફરને મોત સિવાય બીજી સજા નથી."

ઘૂંટણિયે પડી, કાજીના ઝભ્ભાનો છેડો ધરી, બાષ્પગદ્‌ગદ્ કંઠે સીતારામ કહેવા લાગ્યો, "કાફરનો જીવ લેવો છે? હું પણ કાફર—મારો જીવ લેવાથી એ પ્રાયશ્ચિત્ત નહિ થાય? હું આ ઘોરમાં ઉતરૂં છું—માટી પૂરી મને દાટી દો. હરિનામ જપતો જપતો હું વૈકુંઠે જાઉં—મારો પ્રાણ લઈ એ દુઃખીને પ્રાણદાન કરો. દુહાઇ તમને, કાજી સાહેબ! તમારો અલ્લા, તે જ અમારો વૈકુંઠેશ્વર! ધર્માચરણ કરો. હું મારો પ્રાણ આપું છું—બદલામાં આ ગરીબ માણસનો પ્રાણ આપો."

આસપાસ ઉભેલા હિંદુ તમાસબીનોના સાંભળવામાં આ વાત આવતાં તેમણે હરિનામનો પોકાર કર્યો. તાળી પાડી તેઓ બોલ્યા, "ધન્ય રાયજી! ધન્ય રાય મહાશય! કાજી સાહેબકી

છોડી દો."

જેઓ આ વાત સાંભળી શક્યા નહોતા, તેઓ પણ હરિનામનો પોકાર કરવા લાગ્યા. બહુ ભારી કોલાહલ મચી રહ્યો. કાજી સાહેબે પણ આશ્ચર્ય પામી સીતારામને પૂછ્યું, "આ શું બોલો છો, રાય સાહેબ? એ આપનો કોણ કે એને ખાતર આપ મરવાને પણ તૈયાર થઇ ગયા છો?"

"એ મારે ભાઈ કરતાં, પુત્ર કરતાં, પણ વધારે છે. કારણ, એ મારો શરણાગત છે. હિંદુ ધર્મનું ફરમાન છે કે સર્વસ્વ આપીને પણ શરણાગતની રક્ષા કરવી. રાજા ઉશીનરે પોતાના શરીરનું તમામ માંસ કાપી આપી એક કબૂતરની રક્ષા કરી હતી. માટે મારો સ્વીકાર કરો, એને છોડી દો."

કાજી સાહેબ સીતારામ ઉપર કંઇક રાજી થયા, અને સાંઇને બાજુએ લઈ જઇ ધીમે સાદે તેને સમજાવવા લાગ્યા, "આ માણસ દશ હજાર અશરફી આપવા કહે છે, લઇએ તો સરકારી તીજોરીને લાભ થાય એમ છે. દશ હજાર અશરફી લઇ આ કમ્બખ્તને છોડી દઇએ તો કેમ?"

સાંઇએ જવાબ દીધો, "મારી મરજી બન્નેને જીવતા દાટવાની છે. આપ શું કહો છો?"

"તોબા! તોબા! મારાથી તે નહિ બને. સીતારામે કોઇ ગુન્હો કર્યો નથી. ઉપરાંત એ આબરૂદાર સદ્ગૃહસ્થ. તે નહિ બને."

અત્યાર સુધી ગંગારામ એક શબ્દ બોલ્યો નહોતો. તે મનમાં સમજતો હતો કે પોતાને છૂટવાનો રસ્તો નહોતો. પરંતુ સાંઈ અને કાજી વચ્ચે ખાનગી ઘુસપુસ થતી હતી તે જોઈ બે હાથ જોડી તેણે કાજીને કહ્યું, "હજુરની મરજી મુબારક શું છે તે હું કહી શકતો નથી,

પરંતુ આ ગરીબનો જીવ બચાવવા સંબંધી ગરીબની એક વાત સાંભળવી જોઇએ. એકના અપરાધે બીજાનો જીવ લેવો એવું કયા કાયદામાં છે? સીતારામનો જીવ લઈ મને જીવતદાન આપશો તો તેવું જીવતદાન મારે જોઇતું નથી. આ હાથકડી માથામાં મારી હું મારૂં માથું ફોડી નાખીશ."

ભીડમાંથી કોઇએ બૂમ મારી કહ્યું, "હાથકડી માથામાં મારીને જ મર. મુસલમાનના હાથમાંથી તો બચશે!"

બોલનાર ચંદ્રચૂડ મહારાજ જાતે પોતે. તે હવે ઝાડ ઉપર નહોતો. એક જમાદાર સાંભળીને બોલ્યો, "પકડો ઉસ્કો!" પરંતુ ચંદ્રચૂડ તર્કાલંકારને પકડવો એ બહુ મુશ્કેલ વાત હતી. તે કાર્ય થયું નહિ.

આ તરફ હાથકડી માથામાં મારવાની વાત સાંભળી સાંઈ ફિકરમાં પડયો કે રખેને એક કાફરને જીવતો દટાવવાનું પૂણ્ય તેના નશીબમાંથી જતું રહે! તેણે કાજીને કહ્યું, "હવે એને હાથકડીની શી જરૂર? કાઢી લેવા કહો."

કાજીએ તે મુજબ હૂકમ કર્યો. લુહારે આવી ગંગારામના હાથ મોકળા કર્યા. લુહારને ત્યાં હાજર રહેવાનું કંઈ કારણ નહોતું. પરંતુ સરકારી બેડી, હાથકડી, વગેરે માટે પોતે જવાબદાર હતો, એ બહાને તે ત્યાં આવ્યો હતો. અંદરખાને એક ખાનગી વાત પણ હતી. મળસ્કે કારભારી મહાશય ચંદ્રચૂડ મહારાજના કંઇક રૂપીઆ તેણે ખાધા હતા.

ફકિર બોલ્યો, "હવે ઢીલ શા માટે કરો છો? એને દાટી દેવાનો હૂકમ કરો."

તે સાંભળી લુહાર બોલ્યો, "બેડી પગમાં રહેવા દઇને? સરકારી બેડીનું નુકસાન શા માટે થાય? આજકાલ સારૂં લોઢું શોધ્યું જડતું નથી. વળી બદમાસોનો પણ એવો રાફડો ફાટયો છે કે હું બેડી પૂરી પાડી શકતો નથી."

કાજી સાહેબે બેડી કાઢી લેવાનો હૂકમ કર્યો. બેડી કાઢી લેવામાં આવી.

ઝાંઝરિયામાંથી મુકત થઈ ગંગારામે ઉભા ઉભા એકવાર આમતેમ જોયું. પછી તેણે એક અદ્‌ભૂત કામ કર્યું. સીતારામ બાજુમાં હતો. ઘોડાની ચાબુક તેના હાથમાં હતી. ઝડપથી ચાબુક ઝુંટવી લઈ છલંગ મારી ગંગારામે સીતારામના ખાલી ઘોડા ઉપર સ્વાર થઈ તેને ખુબ જોરથી એડી મારી. પાણીદાર ઘોડો ભારથી ચમકીને ઘોર કૂદાવી સિપાઈઓની ઉપર થઈ આગળ નીકળી ગયો અને ગિરદીમાં ભરાયો.

વીજળીનો એક ચમકારો થાય તેટલા વખતમાં આ બનાવ બની ગયો. તે જોઇ લોકોએ જોરથી હરિધ્વનિ કર્યો. "પકડો, પકડો," કરતા સિપાઇઓ પૂઠે લાગ્યા. પણ તેથી તો ત્યાં જબરો ઘોંટાળો થયો. વેગવાન ઘોડાની અડફટમાંથી બચવા લોક બ્હીકથી ખસી ગયા, એટલે ગંગારામને તો રસ્તો મળ્યો, પરંતુ સિપાઇઓને રસ્તો મળ્યો નહિ. લોક તેમની આસપાસ ફરી વળ્યા, એટલે તેમણે હથિયાર ચલાવી રસ્તો કરવાની તજવીજ કીધી. ત્યાં તો કેટલાક જમ જેવા વિકાળ જોરાવર હથિયારબંધ માણસોએ એક પછી એક ભીડમાંથી નીકળી આવી હારબંધ ઉભા રહી તેમનો રસ્તો રોકી લીધો. બીજા સિપાઇઓ તેમની કુમકે આવ્યા. તે જોઈ વળી બીજા હથિયારબંધ માણસોએ નીકળી આવી તેમનો રસ્તો પણ રોકી લીધો. તે ઉપરથી બેઉ પક્ષ વચ્ચે ધિંગાણું શરૂ થયું.

આ જોઇ કાજીએ ગુસ્સે થઈ સીતારામને પૂછ્યું, "આ શું તરકટ" છે ?"

"મને કંઇ સમજ પડતી નથી."

"તમને સમજ પડતી નથી? મને સમજ પડે છે. એ તમારૂં જ કારસ્તાન !"

"તેમ હોત તો આમ વગર હથિયારે મોત માગતો હું તમારી પાસે આવતે નહિ."

"તમારી માગણી હું હવે મંજુર કરૂં છું. આ કબરમાં તમને જ પૂરીશ." એમ કહી કાજીએ લુહારને હૂકમ કર્યો, "એને જ હાથે પગે એ જ હાથકડી બેડી લગાવ." બીજા એક માણસને તેણે ફોજદાર પાસે મોકલ્યો—કહેવડાવ્યું કે બીજા સિપાઈઓ લઇને ફોજદાર સાહેબે જાતે જ આવવું. લુહારે આવી સીતારામને ઘર્યો. ઝાડ ઉપર ચઢી બેઠેલી વનદેવી શ્રીએ તે જોયું.

આ તરફ ગંગારામ મુશ્કેલીથી તો પણ નિર્વિઘ્ને ઘોડો લઇ લોકોની ભીડમાંથી બહાર નીકળી ગયો. મુશ્કેલીથી એટલા માટે કે જતાં જતાં તેણે લોકોને ભારી ધાંધળ કરતાં દીઠાં. જબરો શોરબકોર થતો હતો, અને લોક સઘળાં તેની આગળ દોડાદોડ કરી રહ્યાં હતાં. આ બધાંથી ભડકીને તેનો ઘોડો તોફાને ચઢ્યો હતો. ઘોડેસ્વારીમાં ગંગારામ જોઈએ તેવો ઉસ્તાદ નહોતો. ઘોડો સમાલવામાં જ તે એટલો બધો મશગુલ થઇ ગયો હતો કે બીજી તરફ નજર કરી કયાં શું થાય છે તે તે જોઈ શકયો નહિ. કેવળ "મારો! મારો!" એ શબ્દો તેને કાને પડયા.

ભીડમાંથી જેમતેમ બહાર નીકળી ગંગારામે ઘોડો છોડી દીધો, અને શું થતું હતું તે જોવાના ઇરાદાથી એક વડના ઝાડ ઉપર તે ચઢયો. જબરી ધાંધળ તેની નજરે પડી. લોક સઘળા બે ભાગમાં વ્હેંચાઇ ગયા હતા. એક બાજુ બધા મુસલમાન—અને બીજી બાજુ બધા હિંદુ. મુસલમાનોની હરોલમાં કેટલાક સિપાઇઓ, હિંદુઓની હરોલમાં કેટલાક ઢાલતરવાર-

વાલા. હિંદુઓ વીણી વીણીને ચુંટી કાઢેલા જુવાન અને સંખ્યામાં વધારે. મુસલમાનો તેમની આગળ પાછા હઠતા હતા, ઘણાકો ભાગતા હતા. હિંદુઓ "મારો, મારો" કરતા તેમની પાછળ ધસતા હતા.

"મારો, મારો"ના અવાજથી આકાશ, મેદાન અને જંગલ ગાજી ઉઠ્યાં. જેઓ લડતા હતા તેઓ તો "મારો, મારો" પોકારતા હતા, પરંતુ જેઓ લડતા નહોતા તેઓ પણ "મારો, મારો" પોકારતા હતા. "મારો, મારો" બોલતા હિદુંઓ ચારે દિશામાંથી ચારે દિશામાં ઘૂમતા હતા. વળી ગંગારામે પોતાની અજાયબી વચ્ચે જેઓ "મારો, મારો" પોકારતા હતા, તેમને વચ્ચે વચ્ચે "જય ચંડિકે! ચંડી મા પધાર્યાં છે. ચંડીની આજ્ઞા, 'મારો, મારો! મારો, મારો!' જય ચંડિકે!" એમ બોલતાં પણ સાંભળ્યા. ગંગારામ વિચારમાં પડયો, "એ શું કૌતક?" ચોતરફ જોતાં જોતાં તેને માલમ પડયું કે એક મોટા ઝાડના શ્યામ વર્ણના પલ્લવોથી શણગારાયલી ચંડીમૂર્તિ બે ડાળ ઉપર બેઉ પગ ટેકવી, ડાબે હાથે એક કોમળ ડાળ ધરી, જમણે હાથે લુગડાનો છેડો ધજાની માફક ફરકાવતી ફરકાવતી પોકાર કરી રહી છે, "મારો, મારો! શત્રુને મારો!"—તે પલ્લવ ઉરાડે છે, તેના ઉઘાડા માથા ઉપરના વિખરાયલા વાળ પવનના જોરથી ઉડી રહ્યા છે, તેના પગના ભારથી બેઉ ડાળ ડોળે છે, ઉંચે જાય છે, નીચે આવે છે, સાથેસાથે તેનું સુંદર શરીર પણ ઉંચે જાય છે, નીચે આવે છે,—જાણે સિંહવાહીની સિંહની પીઠ ઉપર ઉભી ઉભી રણક્ષેત્રમાં નાચે છે, જાણે અસુરનો વધ કરવા ગાંડી થયલી મા પોકાર કરી કહે છે, "મારો, મારો! શત્રુને મારો!" શ્રીને હમણાં નથી લાજ, નથી ભાન, નથી ભય, નથી આરામ—કેવળ પોકારી રહી છે, "મારો! શત્રુને મારો! દેવતાના શત્રુ, માણસના શત્રુ, હિંદુના શત્રુ—આપણા શત્રુને મારો! 'શત્રુને મારો!"

ઉંચી કરેલી ભુજાઓ, કેવી સુંદર ભુજાઓ! ધ્રુજતા હોઠ, ફુલેલું નાક, વીજળી જેવો કટાક્ષ, પરસેવાભીનું કપાળ, પરસેવાથી ગંઠાઇ ગયલી બાળની લટો—અહા! શી તેમની શોભા! હિંદુઓ તમામ તે તરફ જોઇ રહ્યા છે, અને "ચંડી માતકી જય!" પોકારતા રણમાં ઘૂમે છે. પહેલાં તો ગંગારામને લાગ્યું કે સાચેસાચ ચંડી ધરતી ઉપર ઉતરી આવી છે—પણ પછી ભય અને વિસ્મય સાથે તેણે તેને ઓળખી—શ્રી!

એ ચંડીના ઉત્સાહથી હિંદુઓનો વિજય થયો. ચંડીના બળે બળવાન હિંદુઓનો વેગ મુસલમાનો ખાળી શકયા નહિ. હાહા કરતા તેઓ નાસવા લાગ્યા. થોડા વખતમાં મેદાનમાં એકે મુસલમાન રહ્યો નહિ. પછી ગંગારામે જોયું કે એક હૃષ્ટપુષ્ટ લાંબો જુવાન સીતારામને ખાંધે બેસાડી પેલી ચંડી તરફ લઈ જતો હતો, લોક તમામ તેની આસપાસ ફરી વળ્યાં હતાં. તેણે એ પણ જોયું કે પાછળના ભાગમાં બીજો એક માણસ પેલા સાંઇનું માથું ભાલામાં ખોસી ઉંચું ધરી સાથે સાથે જતો હતો. બરાબર આ વખતે શ્રી ઝાડ ઉપરથી સરી નીચે પડી ગઇ અને બેભાન જેવી થઇ ગઇ. ગંગારામ પણ હવે ઝાડ ઉપરથી નીચે ઉતર્યો.

---

## પ્રકરણ ૫ મું

આ વખતે બૂમ ઉડી કે તોપ, બંદુક અને દારૂગોળો લઇ લાવલશ્કર સાથે ફોજદાર હુલ્લડખોરોને સજા કરવા નીકળી ચૂક્યો હતો. દારૂગોળા આગળ ઢાલતરવાર શી બિસાતમાં? કહેવું જોઇએ કે પેલા જુવાનોની ટોળી પલકવારમાં અલોપ થઇ ગઇ. તેમની હુંફે જે બિનહથિયાર બહાદુર માણસો "મારો, મારો" કરતા લડાઇ સર કરવા નીકળી પડયા હતા, તેઓ "અમે તો પહેલેથી જ ના કહેતા હતા" એમ કહી ઉભી પૂછડીએ ત્યાંથી ઘર તરફ નાસવા મંડયા. જેમણે હુલ્લડમાં કોઇપણ જાતનો ભાગ લીધો નહોતો, તેઓ પણ 'ચોર ગાયને અપરાધે કપિલા બંધાઇ જવાનો સંભવ' જોઇ સીતારામ–ગંગારામને ગાળો દેતા દેતા ચીસ પાડતા ત્યાંથી નાસવા લાગ્યા. બહુ થોડા વખતમાં તમામ લોક વંજો માપી ગયાં. મેદાન જેવું હતું તેવું ઉજાડ થઇ ગયું—વસતીમાં રહ્યાં પેલા ઝાડ તળે કેવળ ચંદ્રચૂડ, સીતારામ, ગંગારામ અને જમીન ઉપર બેભાન પડેલી શ્રી.

સીતારામે ગંગારામને પૂછયું, "મારો જે ઘોડો ચોરી લઇ તું નાસી ગયો હતો તે ઘોડાનું તેં શું કર્યું? વેચી ખાધો કે?"

"જી, ના," ગંગારામે જવાબ દીધો. "ઘોડો મેદાનમાં છોડી દીધો છે—પકડી લાવું."

"પકડીને તે ઉપર ફરીથી સવાર થઇ નાશી જા."

"તમને બધાને છોડીને?"

"તારી બ્હેનની ફીકર ના કર."

"તમને મૂકીને હું જાઇશ નહિ."

"તું મોટી નદી પાર કરી ચાલ્યો જા. તેં શ્યામપુર જોયું છે?"

"હા."

"એકદમ ત્યાં જતો રહે. તે સિવાય તારો આરો નથી. અમે તને ત્યાં મળીશું."

"તમને મૂકીને હું જઇશ નહિ."

સીતારામે ભવાં ચઢાવ્યાં. તે જોઇ ગંગારામ ઠંડો થઇ ગયો, અને રખેને સીતારામ ધમકાવે-મૂકે એ બ્હીકે તે ઘોડાની શોધમાં ગયો.

સીતારામે ઇસારો કર્યો એટલે ચંદ્રચૂડ મહારાજ પણ શ્યામપુરને રસ્તે પડયા. દરમ્યાન શ્રીને ભાન આવ્યું. ધીરે ધીરે બેઠાં થઇ તેણે માથા ઉપર ઘૂમટો તાણી લીધો. ત્યાર બાદ આમ તેમ જોતી જોતી ઉઠીને ઉભી થઇ ગઇ.

---

## પ્રકરણ ૬ ઠું

સીતારામે પૂછ્યું, "શ્રી, તારે હવે કયાં જવું છે?"

"કયાં જાઉં?"

"કેમ, તારી માને ઘેર?"

"ત્યાં કોણ છે? હવે ત્યાં મારી સંભાળ કોણ રાખશે?"

"ત્યારે તું કયાં જવા માગે છે?"

"કયે નહિ."

"અહીં રહેશે? આ મેદાનમાં? અહિં તું સલામત નથી."

"કેમ, અહીં મને કોણ શું કરશે?"

"તું હુલ્લડમાં શામેલ હતી. ફોજદાર ચાહે તો તને ફાંસી દે, મારી નાંખે કે એવી જ બીજી કોઇ સજા કરે."

"ભલે."

"હું શ્યામપુર જાઉં છું. તારો ભાઇ પણ ત્યાં ગયો છે. તે ત્યાં ઘરબાર માંડીને રહે એ બનવાજોગ છે. તું ત્યાં જા. તારા ભાઇ સાથે અથવા તને ગમે તેની જોડે ત્યાં રહેજે."

"કોની સાથે ત્યાં જાઉં?"

"હું કોઇ માણસ તારી સાથે મોકલું."

"એવા કયા માણસને સાથે મોકલશો કે જે દુષ્ટ સિપાઇઓના હાથમાંથી મારૂં રક્ષણ કરશે?"

થોડો વાર વિચાર કરી સીતારામે કહ્યું, "ચાલ, હું તને મારી સાથે જ તેડી જાઉં."

શ્રી એકાએક બેસી ગઇ. કેટલોક વખત સુધી મોં ઉંચું કરી સ્થિર નજરે તે મુગી મુગી સીતારામની સામે જોઇ રહી. આખરે બોલી, "આટલા દિવસ પછી આ વાત કેમ?"

"એનો ખુલાસો કરવો બહુ મુશ્કેલ છે. નહિ કહું તો?"

"તો મારે તમારી સાથે નથી આવવું. તમે મને કાઢી મૂકી છે, તો પછી તમારી સાથે આવવાની મારે શી જરૂર? ધારો કે આવું, તોપણ મારો જીવ બચાવવાને ખાતર દયા કરી માત્ર આજનો દહાડો તમે મને તમારી સાથે લઇ જતા હો, તો મારે એવી દયા જોઇતી નથી. હું તમારી પરણેલી સ્ત્રી, તમારા સર્વસ્વની માલીક—હું તમારી દયા માત્ર શું કામ લઉં? જેનો તમારી ઉપર કોઇ જાતનો હક્ક નહિ હોય, તે ભલે તમારી દયા ચાહે. ના, પ્રભુ, તમે જાઓ—મારે આવવું નથી; તમારા વગર આટલા દિવસ ચાલ્યું તો આજે પણ ચાલશે."

"ચાલ. હું તને બધી વાત કહીશ."

"શું કહેશો? હું તમારી સહધર્મિણી, સૌથી પહેલી. તમને બીજી બે સ્ત્રી છે, પણ સહધર્મિણી હું—હું નથી કુલટા કે નથી જાતિભ્રષ્ટ, છતાં લગ્ન પછી થોડા જ દિવસમાં તમે મને વગર વાંકે કાઢી મૂકી. કોઇ દહાડો કહ્યું પણ નથી કે શું પાપે તમે મારો ત્યાગ કર્યો. પૂછવા છતાં પણ મને ખુલાસો મળ્યો નથી. ઘણી વાર મન થાય છે કે તમારા આ અપરાધે હું પ્રાણત્યાગ કરૂં—તમારા પાપનું પ્રાયશ્ચિત કરી તમને પાપમાંથી મુક્ત કરૂં. એ ખુલાસો આજે તમારી પાસેથી નહિ મળે ત્યાં સુધી હું અહીંથી ખસવાની નથી."

"તમામ વાત તને કહીશ. પણ પહેલાં એક વાતનું મને વચન આપ—મારી વાત સાંભળ્યા પછી તારે મને છોડીને જતાં રહેવું નહિ."

"હું તમને છોડીને જતી રહું?"

"વચન આપ કે 'નહિ જાઉં.'"

"એવી વાત છે? ત્યારે તો સાંભળ્યા વગર આગળથી વચન કેમ અપાય?"

"જો, સિપાઇઓની બંદુકનો અવાજ સંભળાય છે. સિપાઇઓ નાસી જતા લોકની પૂઠે લાગ્યા છે. જો અત્યારે ને અત્યારે જ ચાલે તો કદાચ શહેર બહાર નીકળી જવાશે. એક પળની પણ ઢીલ થશે તો આપણે બન્ને માર્યાં જઇશું."

શ્રીએ ઉઠી સીતારામની સાથે ચાલવા માંડ્યું.

---

## પ્રકરણ ૭ મું

સીતારામ નિર્વિઘ્ને નગર પાર થઇ નદીતીરે પહોંચ્યો. માર્ગમાં અનેક વિટંબણાઓ નડવાથી ઢીલ થઈ હતી અને હવે રાત પડી હતી. તારાઓના તેજમાં નદીના ભાઠામાં બેસી સીતારામે શ્રીને પોતાની પાસે બેસવા કહ્યું. શ્રી બેઠી. તે કહેવા લાગ્યો, "તું જે વાત જાણવાની હઠ લઈ બેઠી છે તે હવે સાંભળ. હજી પણ કહું છું કે નહિ સાંભળે તો સારૂં.

"જ્યારે તારી સાથે મારા વિવાહ કરવાની વાતચીત નક્કી થઇ, ત્યારે મારા બાપે તારી જન્મોતરી જોવા માગી હતી, યાદ છે? તારી જન્મોતરી નહોતી, તેથી મારા બાપે તારી સાથે મારા વિવાહ કરવાની ના પાડી. પણ તું ઘણી રૂપાળી હોવાથી મારી માએ જીદ કરી મને તારી સાથે પરણાવ્યો. લગ્ન પછી એકાદ મહિનો વીત્યા બાદ એક જાણીતો જોષી અમારે ઘેર આવી ચઢ્યો. તેણે અમારી બધાંની કુંડળી જોઇ. તેની હુશિયારી જોઈ મારો બાપ છક થઈ ગયો. તે માણુસને નષ્ટ કુંડળીનો ઉદ્ધાર કરતાં આવડતું હતું. બાપાએ તેને તારી કુંડળી તૈયાર કરવાનું કામ સોંપ્યું.

"જોષી તારી કુંડળી તૈયાર કરી લાવ્યો અને તેનું ફળ મારા બાપને વાંચી સંભળાવ્યું. તે દહાડથી તને કાઢી મૂકવામાં આવી છે."

"કારણ?" શ્રીએ પૂછ્યું.

"તારી કુંડળીમાં સ્વગૃહી એટલે કર્ક રાશિનો બળવાન ચંદ્ર શનીના ત્રિશાંસમાં છે."

"તેમ હોય તો શું થાય?"

"જેની કુંડળીમાં એ યોગ હોય તે સ્ત્રી પ્રિયપ્રાણહંત્રી ગણાય

છે,[૧] એટલે કે તે પોતાના પ્રિયજનનો વધ કરે છે. સ્ત્રીનો 'પ્રિયજન' એટલે તેનો પતિ સમજવો. પતિવધ એ તારી કુંડળીનું ફળ હોવાથી તારો ત્યાગ કરવામાં આવ્યો છે."

આટલું કહી સીતારામ થોડીક પળ ચૂપ રહ્યો. પછી તેણે આગળ ચલાવ્યું, "જોષીએ મારા બાપને સલાહ આપી, 'આપ એ વહુનો ત્યાગ કરો અને પુત્રને બીજી કન્યા સાથે પરણાવવાની વ્યવસ્થા કરો. કારણ, જોકે સાધારણ રીતે સ્ત્રી જાતનો પ્રિયજન તેનો પતિ જ ગણાય, તો પણ જ્યાં પતિ સ્ત્રીને પ્રિય નહિ હોય ત્યાં પતિને બદલે બીજો પ્રિયજન આ અનિષ્ટ ફળનો ભોગ બને છે. પતિપત્નીનો મેળાપ નહિ થાય તો પતિ સ્ત્રીને પ્રિય થશે નહિ, અને પતિ પ્રિય નહિ હોય તો સ્ત્રી તરફથી તેની ઘાત થવાનો સંભવ નથી. માટે એવો બંદોબસ્ત કરો કે જેથી આપની પુત્રવધુ સાથે આપના પુત્રનો સહવાસ બિલકુલ થાય નહિ અને પ્રીત જન્મે નહિ.' આ સલાહ ઉત્તમ છે એમ સમજી મારા બાપે તને તે જ દિવસે તારે પિયેર મોકલી દીધી, અને મને તાકીદ આપી કે મારે તને રાખવી નહિ અથવા તારી સાથે સહવાસ કરવો નહિ. આ કારણસર તે દિવસથી મેં તને બોલાવી નથી."

શ્રી ઉભી થઇ ગઇ. તે કંઇ બોલવા જતી હતી, પણ સીતારામે હાથ ધરી તેને પાછી બેસાડી દીધી અને કહ્યું, "મારી વાત બાકી છે. જ્યાં સુધી બાપ જીવતા હતા ત્યાં સુધી હું તેમનો તાબેદાર હતો—તે જેમ કહેતા તેમ મારે કરવું પડતું હતું."

"આજે તે સ્વર્ગે ગયા છે તેથી શું તમે તેના તાબેદાર નથી?"

---

૧ चंद्रागारे स्वामिभावे कुजस्य स्वेच्छावृत्तिर्ज्ञस्य शिल्पे प्रवीणा।
वाचां पत्युः सद्गुणा भार्गवस्य साध्वी मंदस्य प्रियप्राणहंत्री ॥
इति जातकाभरणे।

"પિતાની આજ્ઞા હમેશાં માનવી જોઇએ—જ્યારે જીવતા હોય ત્યારે પણ માનવી જોઇએ, અને સ્વર્ગે ગયા હોય ત્યારે પણ માનવી જોઇએ. પરંતુ પિતા જો અધર્મ કરવાનું કહે તો તે પણ કરવો ? પિતા, માતા કે ગુરૂ આજ્ઞા કરે, તો એ અધર્મ નહિ કરવો જોઇએ, કારણ, તેમ કરવામાં તો જે માબાપનો પણ માબાપ, અને જે ગુરૂનો પણ ગુરૂ, તેના નિયમનું ઉલ્લંઘન કરવું પડે છે. વગર વાંકે સ્ત્રીને કાઢી મૂકવી એ ઘોર પાપ—માટે જ પિતાની આજ્ઞાનું પાલન કરી હું પાપ કરી રહ્યો છું. આ વાત હું તને તે જ વખતે જણાવતે, પણ—"

શ્રી ફરીથી ઉભી થઇ ગઈ અને બોલી, "મને કાઢી મૂકી હતી છતાં પણ તમે મારી ઉપર આટલી બધી દયા કીધી, મારા ભાઇને જીવતદાન દીધું, એ તમારી બહુ મોટી ભલાઇ. આજ પછી મારૂં મોં તમને ફરીથી કદી દેખાડીશ નહિ, તેમજ મારૂં નામ પણ તમે ફરીથી કદી સાંભળશો નહિ. જોષી ભલે ના કહે, પરંતુ સ્વામી સિવાય સ્ત્રીજાતને બીજો કોઈ પ્રિય નથી. સહવાસ હોય કે નહિ હોય, સ્વામી જ સ્ત્રીને પ્રિય. તમે જ મને સદાકાળ પ્રિય છો—એ વાત છૂપાવવી મને હવે લાજમ નથી. આજથી હું તમારાથી સો જોજન આઘી રહીશ."

આટલું બોલી શ્રી પાછું જોયા વગર ત્યાંથી ચાલી ગઈ. અંધકારમાં તે ક્યાંક ભળી ગઇ—સીતારામ તેને ફરીથી જોઇ શક્યો નહિ.

# પ્રકરણ ૮ મું

સીતારામના મનમાં આ વિચાર આજે પહેલવહેલો આવ્યો ? ના—ગઇ કાલે શ્રીને જોયા પછી આવ્યો હતો. ત્યારે ગઈ કાલે શું એ વિચાર નવેસરવો આવ્યો ? હા, નહિ તો બીજું શું ? સીતારામને શ્રીનો પરિચય કેટલો ? લગ્ન પછી થોડા દિવસનો મેળાપ, તે મેળાપ ગણાય નહિ—શ્રી તે વેળા તદ્દન નાદાન છોકરી. ત્યાર પછી સીતારામ વારાફરતી બે વાર પરણ્યો હતો. તપાવેલા સોના જેવા શ્યામ શરીરવાળી નંદાને પરણવા છતાં એ શ્રીને કાઢી મૂકયાનું દુઃખ કદાચ તેના મનમાંથી ગયું નહિ હશે, એટલે તેના બાપે બરફ ઉપર પડેલા ચંદ્રના કિરણો જેવી કાંતિવાળી રમા સાથે તેને વળી એક વાર પરણાવ્યો. આજે તેને પડખે બે સ્ત્રીઓ હતી—એક વસંતરૂતુના બગીચા માફક દિલરંજન કરનારી અપૂર્ણ કલ્લોલિની,[1] બીજી વર્ષારૂતુના પાણીથી છળછળ કરતી પરિપૂર્ણ સ્રોતવતી.[1] એ બેના પ્રવાહમાં શ્રી તણાઇ ગઇ—ફરી કોઇએ તેનું નામ લીધું નહિ.

એ તો ઠીક; પરંતુ શ્રીને યાદ કરવી એ સીતારામની ફરજ હતી. પણ એવી તો કંઈ કેટલી ફરજો છે કે જે કોઈને યાદ આવતી નથી. યાદ કરાવનાર કોઇ કારણ નહિ હોય, તો યાદ નહિ આવે. જેના ખિસ્સામાં હમેશ રૂપીઆના રૂપીઆ ખણખણ થતા હોય, તે કદાચ કેથે પાન-પાવલી ખોઇ આવે તો તેને યાદ કરે નહિ. જેની એક બાજુ નંદા, બીજી બાજુ રમા, તે કયાંક સબડતી શ્રીને શા માટે યાદ કરે ? જેની એક બાજુ ગંગા, બીજી બાજુ જમના, તે રેતીમાં કયાંક ભરાઈ બેઠેલી સુકી

સરસ્વતીને શા માટે યાદ કરે? જેની એક બાજુ ચિત્રા, બીજી બાજુ ચંદ્ર, તે કયાંક ઝુંકૃતીઝાંકૃતી બત્તીના ઝાંખા પ્રકાશને શા માટે યાદ કરે? રમા સુખ, નંદા સંપદ, શ્રી વિપદ—જેની એક બાજુ સુખ, બીજી બાજુ સંપદ, તે શું વિપદને યાદ કરે?

પરંતુ તે દહાડે રાતે શ્રીનો ચાંદ જેવો મુખડો અને તેની ચંચળ, અશ્રુભીની, કામણગારી બે આંખો જબરૂં તોફાન મચાવી ગયાં હતાં. રૂપનો મોહ? છિઃ! તે પણ નહિ. ત્યારે શું તેનું રૂપ, તેનું દુઃખ અને સીતારામનો પોતાનો અપરાધ, એ ત્રણે ભેગાં મળી આ તોફાન ઉભું કર્યું? જે હોય તે, તેનો નિર્ણય પણ થઈ રહેશે; ધીરેસાસ્તે, વખત જોઈ, કર્તવ્યાકર્તવ્ય ધર્માધર્મનો વિચાર કરી, ગોરબ્રાહ્મણને બોલાવી પિતાની આજ્ઞાના ઉલ્લંઘનના પ્રાયશ્ચિત્તની વ્યવસ્થા કરી જે કંઈ કરવા જેવું હશે તે થઈ રહેશે.—પણ પેલી સિંહવાહિની મૂર્તિ! હાય હાય—તે કંઈ ફરી ફરી જોવાની મળે!

સીતારામને ઈન્સાફ આપવાને ખાતર ખુલાસો કરવાની અમારી ફરજ છે કે કેવળ સિંહવાહિની-મૂર્તિના સ્મરણથી જ સ્ત્રીત્યાગની અધાર્મિકતાનું તેને ભાન થયું હતું એમ નહોતું. આગલી રાતે જ્યારે શ્રીને તેણે પહેલવહેલી જોઇ, તે જ વખતે તેને લાગ્યું હતું કે પિતાની આજ્ઞાનું પાલન કરવા જતાં પોતે પાપાચરણ કરી રહ્યો હતો. તેણે નિશ્ચય કર્યો હતો કે પહેલાં શ્રીના 'ભાઈનો જીવ બચાવવો, પછી નંદા-રમાને આગળથી સમજાવી લઇ ચંદ્રચૂડ મહારાજ સાથે મસલત કરી જે ઠીક લાગે તે કરવું. પરંતુ બીજા દિવસે બનેલાં બનાવના રોહમાં તેનો એ મનસુબો તણાઇ ગયો. ઉછળતા પ્રેમનાં મોજાંમાં રેતીનો આખો બંધ ભાંગી ગયો. નંદા, રમા, ચંદ્રચૂડ, બધાં બાજુ રહ્યાં—ત્યારે શ્રી કયાં હતી?

રાત્રીના અંધકારમાં શ્રી એકાએક અલોપ થઈ જવાથી સીતારામને

માથે જાણે વજ્રઘાત થયો.

સીતારામ ઉઠ્યો અને શ્રી જ્યાં ઝાડોમાં અલોપ થઇ ગઇ હતી તે દિશામાં ઝડપથી દોડયો, પણ ત્યાં તેણે શ્રીને દીઠી નહિ. જંગલમાં ઘોર અંધકાર છવાઈ રહ્યો હતો. કોઇ કોઇ ઠેકાણે ઝાડોની ડાળ કાપેલી હતી અથવા કોઇ કોઈ ઝાડની ડાળ ઉજળા રંગની હતી, તેથી ત્યાં અજવાળા જેવો આભાસ થતો હતો. સીતારામ તે તરફ દોડી ગયો, ત્યાં પણ શ્રી જડી નહિ. આખરે થાકીને તે શ્રી! શ્રી! કરી મોટેથી બૂમ પાડવા મંડયો. નદીને કિનારે આવેલાં ઝાડોમાંથી તેનો પડઘો આવવા લાગ્યો—સીતારામ સમજ્યો કે શ્રી જવાબ દેતી હતી! જે તરફથી પડઘો આવતો, તે તરફ સીતારામ દોડી જતો. ત્યાં જઈ બૂમ મારતો એટલે વળી બીજી તરફથી પડઘો થતો અને તે તે તરફ જતો, પણ શ્રી કેથે નજરે પડી નહિ. હાય શ્રી! હાય શ્રી! કરતાં કરતાં રાત વીતી વ્હાણું વાયું—શ્રી જડી નહિ.

એમ કેમ? જેને બોલાવું છું, તે આવતી નથી. જેને શોધું છું, તે જડતી નથી. એકવાર જડી હતી, તેને ખોઈ બેઠો, હવે તે પાછી જડતી નથી. રત્ન ખોવાય, પણ શું ખોવાયા પછી પાછું નહિ જડે? વખતસર શોધ્યું હોત, તો જડતે—હવે શોધ્યું જડતું નથી. હું ધારૂં છું કે કદાચ મારી આંખો જતી રહી હશે, કદાચ પૃથ્વી ઉપર ઘોર અંધકાર છવાયો હશે કે કદાચ મને શોધતાં નહિ આવડતું હોય. ત્યારે શું કરૂં—પાછો શોધું? જગતમાં શોધવા છતાં એ જે ચીજ જડતી નથી, તે જ જીવનમાં પ્રિય લાગે છે. અત્યારે પરોઢિયે સીતારામના હૃદયમાં શ્રી પ્રિયા કરતાં પણ પ્રિય હતી—હૃદયની માલિક હતી. શ્રીનું અનુપમ રૂપમાધુર્ય તેના હૃદયમાં મોજાંની માફક ઉછળી રહ્યું હતું. શ્રીના ગુણ હવે તેના હૃદયમાં જાગૃત થવા લાગ્યા. મહિષાસુરમર્દિની જેવી

જે શ્રીએ ઝાડ ઉપર ચઢી, લુગડાંનો છેડો ફરકાવી લશ્કરને પાનો ચઢાવી, લડાઇમાં વિજય મેળવી આપ્યો, તે જ શ્રી જો આજે પોતાને પડખે હોય, તો સીતારામ શું ન કરી શકે?

નિરાશામાં સીતારામને એકાએક આશાનું કિરણ દેખાયું. શ્રીના ભાઈ ગંગારામને તેણે શ્યામપુર જવા કહ્યું હતું. ગંગારામ જરૂર શ્યામપુરમાં હોવો જોઇએ. સીતારામે ઝડપથી શ્યામપુર તરફ ચાલવા માંડયું. ત્યાં પહોંચી તેણે જોયું તો ગંગારામ તેની જ રાહ જોઈ રહ્યો હતો. પહેલો જ સવાલ સીતારામે તેને પૂછયો, "ગંગારામ, તારી બ્હેન કયાં છે?"

"હું શું જાણું?" ગંગારામે વિસ્મિત થઇ જવાબ દીધો.

"ભારે ઘોંટાળો થયો છે," નિરાશ થઇ સીતારામે કહ્યું, "તે અહીં નથી આવી?"

"ના."

"તાબડતોબ તેની શોધમાં જા. ભાળ મેળવ્યા વગર પાછો આવતો ના. હું અહીં જ છું. સાહસ કરી તારાથી બધે જવાશે નહિ, જરૂર પડે ત્યાં માણસોને મોકલજે. એ માટે જે કંઇ પૈસાટકાની જરૂર હોય તે મારી પાસેથી લેતો જા."

ખપજોગા પૈસા લઇ ગંગારામ બ્હેનને શોધવા નીકળી પડયો. એક અઠવાડિયું ઘણી કાળજીથી તેની શોધ કરી, પણ કંઈ પત્તો લાગ્યો નહિ. નિષ્ફળ થઈ પાછા આવી તેણે સીતારામને સર્વ સમાચાર કહ્યા.

# પ્રકરણ ૯ મું

શ્યામપુર ગામ મધુમતી નદીને કાંઠે આવ્યું હતું. તે સીતારામની બાપીકી જાગીર. સીતારામે ત્યાં જઈ આશ્રય લીધો. કહેવાની જરૂર છે કે ભૂષણામાં જે હુલ્લડ થયું હતું તેમાં સીતારામનો જ હાથ હતો. ભૂષણા ખાતે ઘણા લોકો સીતારામના આશ્રિત, તાબેદાર, આસામી અને ખાતેદાર હતા. રાતે તે સઘળાને મળીને સીતારામે હુલ્લડનો બંદોબસ્ત કર્યો હતો. જો કોઇ પણ જાતની ધાંધળધરપચ વગર ગંગારામ છૂટી જાય તો હુલ્લડ કરવું નહિ, એવી સીતારામની ઇચ્છા હતી. છતાં હુલ્લડ થયું તે પણ ઠીક જ થયું. મુસલમાનોનો દોર ઘણો વધી ગયો હતો. થોડાઘણા દમનની જરૂર હતી. ચંદ્રચૂડ મહારાજના મનમાં એ વિષે જરા એ શક નહોતો— મુસલમાનોનો જુલમ એટલો બધો વધી પડયો હતો કે થોડાંએક બોડકાં માથાં લાઠીના મારથી ભાંગ્યા વગર ચાલે તેમ નહોતું. માટે જ સીતારામના અભિપ્રાયની રાહ જોયા વગર ચંદ્રચૂડ તર્કાલંકારે હુલ્લડની શરૂઆત કરી દીધી હતી. પરંતુ વાત ખુબ વધી ગઇ હતી. ફકીરની હત્યા થઇ એ એવી ગંભીર બાબત હતી કે બ્હીકના માર્યા સીતારામે તરતવેળા ભૂષણામાંથી ચાલ્યા જવાનું વાજબી ધાર્યું. જેઓ હુલ્લડમાં સામેલ હતા અને પોતે ગુન્હેગાર છે એમ જાણતા હતા, તેઓ પણ કોઇ ને કોઈ દિવસ ફોજદાર સજા કરશે એ બ્હીકે ઘરબાર છોડી શ્યામપુર જઈ સીતારામના આશ્રય હેઠળ વસવાટ કરવા લાગ્યા. સીતારામે બોલાવવાથી તેના નોકરચાકર, આસામી, ખાતેદારો વગેરે લોકોએ પણ જ્યાં હતા ત્યાંથી આવી શ્યામપુરમાં વાસ કર્યો. આ પ્રમાણે વસતીમાં એકાએક વધારો થવાથી નાનું સરખું શ્યામપુર ગામ

જે શ્રીએ ઝાડ ઉપર ચઢી, લુગડાંનો છેડો ફરકાવી લશ્કરને પાનો ચઢાવી, લડાઇમાં વિજય મેળવી આપ્યો, તે જ શ્રી જો આજે પોતાને પડખે હોય, તો સીતારામ શું ન કરી શકે?

નિરાશામાં સીતારામને એકાએક આશાનું કિરણ દેખાયું. શ્રીના ભાઈ ગંગારામને તેણે શ્યામપુર જવા કહ્યું હતું. ગંગારામ જરૂર શ્યામપુરમાં હોવો જોઇએ. સીતારામે ઝડપથી શ્યામપુર તરફ ચાલવા માંડયું. ત્યાં પહોંચી તેણે જોયું તો ગંગારામ તેની જ રાહ જોઈ રહ્યો હતો. પહેલો જ સવાલ સીતારામે તેને પૂછયો, "ગંગારામ, તારી બ્હેન કયાં છે?"

"હું શું જાણું?" ગંગારામે વિસ્મિત થઇ જવાબ દીધો.

"ભારે ઘોટાળો થયો છે," નિરાશ થઇ સીતારામે કહ્યું, "તે અહીં નથી આવી?"

"ના."

"તાબડતોબ તેની શોધમાં જા. ભાળ મેળવ્યા વગર પાછો આવતો ના. હું અહીં જ છું. સાહસ કરી તારાથી બધે જવાશે નહિ, જરૂર પડે ત્યાં માણસોને મોકલજે. એ માટે જે કંઇ પૈસાટકાની જરૂર હોય તે મારી પાસેથી લેતો જા."

ખપજોગા પૈસા લઇ ગંગારામ બ્હેનને શોધવા નીકળી પડયો. એક અઠવાડિયું ઘણી કાળજીથી તેની શોધ કરી, પણ કંઈ પત્તો લાગ્યો નહિ. નિષ્ફળ થઈ પાછા આવી તેણે સીતારામને સર્વ સમાચાર કહ્યા.

# પ્રકરણ ૯ મું

શ્યામપુર ગામ મધુમતી નદીને કાંઠે આવ્યું હતું. તે સીતારામની બાપીકી જાગીર. સીતારામે ત્યાં જઈ આશ્રય લીધો. કહેવાની જરૂર છે કે ભૂષણામાં જે હુલ્લડ થયું હતું તેમાં સીતારામનો જ હાથ હતો. ભૂષણા ખાતે ઘણા લોકો સીતારામના આશ્રિત, તાબેદાર, આસામી અને ખાતેદાર હતા. રાતે તે સઘળાને મળીને સીતારામે હુલ્લડનો બંદોબસ્ત કર્યો હતો. જો કોઇ પણ જાતની ધાંધળધરપચ્ચ વગર ગંગારામ છૂટી જાય તો હુલ્લડ કરવું નહિ, એવી સીતારામની ઇચ્છા હતી. છતાં હુલ્લડ થયું તે પણ ઠીક જ થયું. મુસલમાનોનો દોર ઘણો વધી ગયો હતો. થોડાઘણા દમનની જરૂર હતી. ચંદ્રચૂડ મહારાજના મનમાં એ વિષે જરા એ શક નહોતો— મુસલમાનોનો જુલમ એટલો બધો વધી પડયો હતો કે થોડાંએક બોડકાં માથાં લાઠીના મારથી ભાંગ્યા વગર ચાલે તેમ નહોતું. માટે જ સીતારામના અભિપ્રાયની રાહ જોયા વગર ચંદ્રચૂડ તર્કાલંકારે હુલ્લડની શરૂઆત કરી દીધી હતી. પરંતુ વાત ખુબ વધી ગઇ હતી. ફકીરની હત્યા થઇ એ એવી ગંભીર બાબત હતી કે બ્હીકના માર્યા સીતારામે તરતવેળા ભૂષણામાંથી ચાલ્યા જવાનું વાજબી ધાર્યું. જેઓ હુલ્લડમાં સામેલ હતા અને પોતે ગુન્હેગાર છે એમ જાણતા હતા, તેઓ પણ કોઇ ને કોઈ દિવસ ફોજદાર સજા કરશે એ બ્હીકે ઘરબાર છોડી શ્યામપુર જઈ સીતારામના આશ્રય હેઠળ વસવાટ કરવા લાગ્યા. સીતારામે બોલાવવાથી તેના નોકરચાકર, આસામી, ખાતેદારો વગેરે લોકોએ પણ જ્યાં હતા ત્યાંથી આવી શ્યામપુરમાં વાસ કર્યો. આ પ્રમાણે વસતીમાં એકાએક વધારો થવાથી નાનું સરખું શ્યામપુર ગામ

થોડા દિવસમાં મોટું શહેર બની ગયું.

સીતારામે હવે શહેરની રચના ઉપર ધ્યાન આપ્યું. જ્યાં ઘણા માણસો રહેતા હોય, ત્યાં ધંધોરોજગાર કરનારાઓ પણ જઇ વસે. આ નિયમાનુસાર ભૂષણામાંથી તેમજ બીજાં ઘણાંએક શહેરોમાંથી દુકાનદાર, આડતદાર, શરાફ, કારીગર તેમજ બીજા ધંધાદારીઓએ આવી શ્યામપુરમાં ધામા નાંખ્યા. સીતારામ પણ તેમને કાળજીપૂર્વક વસાવવા લાગ્યો. ટુંક સમયમાં તે નવું શહેર હાટ, ચૌટાં, ગંજ, કોઠી અને બંદરથી પરિપૂર્ણ થયું. સીતારામના બાપદાદાઓ ઠીક દોલત મૂકી ગયા હતા. ઉપરાંત હમણાં વસ્તીમાં વધારો થવાથી તેની આવક પણ પ્રમાણમાં વધી હતી. તેમાંથી ખર્ચ કરી તે આ નવા શહેરને રોનકદાર બનાવવા પાછળ મંડયો. આ વખતે એવી ગપ ઉડી કે સીતારામ હિંદુ રાજધાની સ્થાપન કરતો હતો. તે સાંભળી મુસલમાનના ત્રાસથી કે રાજ્યના જુલમથી કંટાળી ગયલા, અથવા ધર્મના રક્ષણ માટે જેમની હિંદુ રાજ્યમાં રહેવાની ઇચ્છા હતી તેવા, તમામ લોકનાં ટોળેટોળાં દેશપરદેશથી ત્યાં ઉતરી પડયાં, અને સીતારામની હકુમત હેઠળ રહેવા લાગ્યાં. આ કારણથી સીતારામની ઉપજ સારી પેઠે વધવા લાગી. પોતાને રહેવા માટે રાજમહેલ જેવાં મકાન, ઉંચા ઉંચા દેવમંદિરો, ઠામઠામ સીડીઓથી શોભાયમાન સરોવરો અને સડકો બંધાવી તેણે શહેરને સુશોભિત અને આબાદ બનાવ્યું. હિંદુ રાજ્ય સ્થાપન કરવાની હોંસે હોંસે રૈયત પણ પૈસાટકાની મદદ કરવા લાગી. જેમની પાસે પૈસા નહોતા, તેઓ શારીરિક શ્રમ કરી શહેરસુધારાના અને રાજ્યરક્ષાના કામમાં મદદ કરવા લાગ્યા.

સીતારામની કારસાજીથી અને હિંદુ રાજ્ય સ્થાપન કરવાના લોકોના ઉત્સાહથી બહુ થોડા દિવસોમાં જ આ સઘળું કામ સંપૂર્ણ થઇ ગયું.

છતાં સીતારામે રાજાની પદવી ધારણ કીધી નહિ. કારણ, તે જાણતો હતો કે દિલ્લીના બાદશાહની સનદ વગર જો તે પોતાને રાજા કહેવડાવે તો રાજદ્રોહનો આરોપ મૂકી મુસલમાનો તેને ઉખેડી નાંખવાની ખટપટ કર્યા વગર રહે નહિ. અત્યાર સુધી તેણે રાજ્યવિરુદ્ધ એકે કાર્ય કર્યું નહોતું. ગંગારામને છોડાવવાને માટે જે બખેડો થયો હતો તેમાં જાહેર રીતે તેનો હાથ કે ઉશ્કેરણી હતાં એવો પુરાવો મળ્યો નહોતો, એટલે તેને રાજદ્રોહી ઠરાવવાને ફોજદાર પાસે આધાર નહોતો. જ્યારે તેણે રાજપદવી ધારણ કીધી નહિ એટલું જ નહિ, પણ દિલ્લીશ્વરને શહેનશાહ માની જમીનદારીની ઉપજ આગળની માફક રાજ્યની તિજોરીમાં પહોંચાડી દેવા માંડી, જ્યારે તેણે મુસલમાનો સાથે સર્વપ્રકારે સદ્ભાવ રાખવા માંડયો, અને જ્યારે નવા શહેરનું નામ ‘મહમદપુર’ રાખી તેણે પોતાની હિંદુ તથા મુસલમાન પ્રજા પ્રતિ એક સરખો વ્યવહાર કરવા માંડયો, ત્યારે તેના ઉપર નારાજ થવાનું મુસલમાનોને કોઇ કારણ રહ્યું નહિ.

તોપણ તેની વસતી અને સત્તામાં થયલા વધારાની, તેનાં પ્રતાપ, ખ્યાતિ અને આબાદીની વાત સાંભળી ફોજદાર તોરાબખાં બેચેન થયો. તેણે નિશ્ચય કર્યો કે જો કોઇ બહાનું મળે તો તરત જ મહમદપુરમાં લૂટફાટ કરી સીતારામની કાસળ કાઢવી. બહાનાંની ખોટ શી? તોરાબખાંએ સીતારામ ઉપર હુકમ મોકલાવ્યો કે “ઘણા રાજદ્રોહીઓ અને બદમાસો અહીંથી નાસી આવી તમારી હકુમતમાં ભરાઇ બેઠા છે, તેમને પકડીને મોકલી દેવા.” જવાબમાં સીતારામે જણાવ્યું કે “ગુન્હેગારોનાં નામ જણાવશો તો તેમને પકડીને મોકલી દઇશ.” ફોજદારે નાશી ગયલા માણસોનાં નામની ટીપ મોકલી આપી. આ વાત સાંભળી લાગતાંવળગતાં લોક નામ બદલી બેઠાં. કોઇના પણ નામનો ટીપ સાથે મેળ

નહિ એટલે સીતારામે લખી મોકલ્યું, "ટીપમાં જણાવેલા નામવાળો કોઇ પણ માણસ અહિં રહેતા નથી."

આ પ્રમાણે વાગ્યુદ્ધ ચાલવા લાગ્યું. બેઉ બેઉના મનની વાત સમજ્યા. સીતારામનો નાશ કરવા માટે તોરાબખાં લશ્કર એકઠું કરવા લાગ્યો. સીતારામ પણ પોતાના બચાવને માટે મહમદપુરને ફરતો મજબૂત કોટ ચણાવવા મંડયો, રૈયતને હથિયાર વાપરવાની અને લડાઇની તાલીમ આપવા લાગ્યો, અને સુંદરવનમાર્ગે ગુપ્ત રીતે હથિયારો ભેગાં કરવા મંડયો.

આ બધાં કામમાં સીતારામને ત્રણ લાયક મદદગાર મળ્યા હતા. એ ત્રણ જણની મદદ હતી ત્યારે તો આ મહાભારત કાર્ય ઝડપથી અને સરળ રીતે આગળ ધપ્યું જતું હતું. પહેલો મદદગાર ચંદ્રચૂડ તર્કાલંકાર, બીજાનું નામ મૃણ્મય, અને ત્રીજો ગંગારામ. બુદ્ધિમાં ચંદ્રચૂડ, બળ અને સાહસમાં મૃણ્મય, અને ઝટ ને પટ કામ કરી દેવામાં ગંગારામ. ગંગારામ સીતારામના વિશ્વાસુ સેવક અને કારભારી તરીકે મહમદપુરમાં રહેતો હતો. આ સમયે ચાંદશાહ નામે એક મુસલમાન ફકિર પણ સીતારામની દરબારમાં આવજા કરતો થયો હતો. ફકિર જ્ઞાની, પંડિત, અને હિંદુ–મુસલમાન તરફ સરખી નજરે જોનાર સરળ હૃદયનો માણસ હતો. તેની સાથે સીતારામને ખાસ દોસ્તી થઇ હતી. તેની જ સલાહથી નવાબને રાજી રાખવા ખાતર સીતારામે રાજધાનીનું નામ 'મહમદપૂર' રાખ્યું હતું.

ફકિર આવે, જાય; પૂછવામાં આવે ત્યારે સારી સલાહ આપે; કોઇ તકરારની વાત કાઢે, તેને શાંત કરે.

આમ એકંદરે તમામ કારભાર બહુ સારી રીતે ચાલવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૦ મું

આ મહાન કાર્યમાં સીતારામને જેમ ત્રણ મદદગાર હતા તેમ તેને એક દુશ્મન પણ હતો—દુશ્મન તેની કનિષ્ઠ પત્નિ રમા.

રમા તદ્દન નાની વયની, પાણીથી ધોયેલા જાંઇના ફુલ જેવી કોમળ પ્રકૃતિની સ્ત્રી હતી. તેને મન સંસારની સઘળી ચીજો અઘરી, સમજ નહિ પડે તેવી—સઘળીમાં તેને ભય જણાય. લડાઇનો રમાને ભારી ભય. સીતારામના સાહસ અને વીર્યનો રમાને ભારી ભય. મુસલમાન ખાસ કરી રાજકર્તા કોમ, તેમની સાથે લડવામાં રમાને ભારી ભય. તેમાં વળી રમાએ એક ભયંકર સ્વપ્નુ જોયું. સ્વપ્નામાં તેણે જોયું કે લડાઇમાં જીત મેળવી મુસલમાનો તેને અને સીતારામને બાંધીને માર મારતા હતા. ત્યારથી સંખ્યાબંધ મુસલમાનોના દાંતની હારથી પ્રકાશિત મોટી મોટી દાઢીવાળા ચ્હેરા રાતદિવસ રમાની નજર આગળ નાચવા લાગ્યા. તેમની ભયંકર ચીસ રાતદિવસ તેને કાને પડવા લાગી. રમાએ સીતારામનું માથું ખાઇ નાંખ્યું કે "ફોજદારને પગે લાગી રડી પડો—મુસલમાન દયા કરી માફ કરશે." સીતારામે તેની વાત ઉપર કાન દીધા નહિ—રમાએ પણ આહારનિદ્રા ત્યાગ કર્યાં. સીતારામ કહેતો કે તેણે મુસલમાનનો કોઇ અપરાધ કર્યો નહોતો, પણ રમા તેટલું સમજી શકતી નહોતી. શ્રાવણ માસના સુરસુરિયાં માફક રાતદિવસ રમાની આંખમાંથી જળધારા વહેવા લાગી. કંટાળીને સીતારામે રમા પાસે જવાઆવવાનું કમી કર્યું. એટલે મોટી (શ્રીને ગણીએ તો વચલી) સ્ત્રી નંદાને અગીઆરમે બૃહસ્પતિ બેઠો.

તે જોઇ બાળકબુદ્ધિ રમાની પાકી ખાત્રી થઇ કે મુસલમાનો

સાથેના ઝગડાથી સીતારામનું ધીમે ધીમે નખ્ખોદ વળશે. એટલે તે ખાઇપીને સીતારામની પાછળ લાગી. તે રોતી કકળતી, હાથ ધરતી, પગે પડતી, અને માથું કૂટતી. તે દુઃખે સીતારામે તે જ્યાં હોય ત્યાં જવાનું જ માંડી વાળ્યું. તે ઉપરથી રમા નંદા પાસે જવાના તેના રસ્તામાં સંતાઇ બેસતી, અને તક મળતાં તેની ઉપર છાપો મારી તેને ધરી જતી. પછી—તેનું તેજ રામાયણ, રોતી કકળતી, હાથ ધરતી, પગે પડતી, માથું કૂટતી—ઉંઉંઉં, આંઆંઆં—ઘડીમાં મુસળધાર, ઘડીમાં સુરસુરિયાં, ઘડીમાં હાથિયો તો ઘડીમાં મહા મહીનાનું માવઠું! તેનો તે જ ટેક—મુસલમાનને પગે લાગી રડી પડો—નહિ તો કાંઇ આફત આવશે. સીતારામનાં હાડેહાડ જળી ઉઠયાં.

પણ જ્યારે રમાએ મહમદપુરને ભૂષણા કરતાં યે વધારે વસ્તીવાળું રાજધાનીનું શહેર બની ગયલું જોયું, જ્યારે તેણે તેનાં કિલ્લો, કોટ, ખાઇ, ઠેકાણે ઠેકાણે ગોઠવેલી તોપો, દારૂગોળાથી તથા ઢાલ, તરવાર, બંદુક વગેરે જાતજાતના હથિયારોથી ભરપૂર હથિયારખાનાં અને કવાયત કરતા સિપાઇઓનાં ટોળેટોળાં જોયાં, ત્યારે તેની કમર તદ્દન ભાંગી ગઇ અને તે ખાટલે પડી. જ્યારે સ્નાન પૂજા વગેરે નિત્યકર્મ કરવા માટે એકવાર ખાટલામાંથી ઉઠતી, ત્યારે રમા રોજ હાથ જોડી ઇષ્ટ દેવની પ્રાર્થના કરતી, "હે ઠાકોરજી! મહમદપુર બળીને ભસ્મ થઇ જજો, જેથી અમે પાછા મુસલમાનના દાસ બની સુખમાં દિવસ કાઢીએ! આ મોટી આફતમાંથી અમારો ઉદ્ધાર કરજો." સીતારામ સાથે મેળાપ થતો તો તેના દેખતાં પણ રમા દેવતા પાસેથી એજ માગણી કરતી.

કહેવું જોઇએ કે પોતાના આ ધિક્કારવાજોગ વર્તનને લીધે રમા સીતારામની આંખમાં કાંટા જેવી થઇ પડી. સીતારામ મનમાં ને મનમાં બબડતો, "હાય! અગર શ્રી આજે મારે પડખે હોત!" શ્રી રાતદિવસ

તેના મનમાં જાગતી હતી. તેનાં સ્મરણપટ ઉપર એક માત્ર શ્રીની મૂર્તિ હતી, ત્યાં નહોતી નંદા કે નહોતી રમા. પરંતુ નંદા અથવા રમાને તેના મનની વાત ખબર પડે તો રખેને તેમનાં મનમાં દુઃખ થાય એ બ્હીકે સીતારામ કદી પણ શ્રીનું નામ મોંઢે લાવતો નહોતો, છતાં રમાની આગમાં બળીજળીને એક દહાડો તે બોલ્યો, "હાય! મારા કયાં ભોગ લાગ્યા કે શ્રીને કાઢી મૂકી રમાને લાવ્યો!"

આંખ લૂછતી લૂછતી રમા બોલી, "તો શ્રીને બોલાવતા કેમ નથી? કોણ તમને ના કહે છે?"

સીતારામે લાંબો નિશ્વાસ નાંખી કહ્યું, "હું તો હમણાં બોલાવું, પણ શ્રી છે કયાં?"

આ સાંભળી રમાને હાડેહાડ દુઃખ લાગ્યું. તેણે જો કોઇ પણ અપરાધ કર્યો હોય તો તેનું કારણ સ્વામી તથા પુત્ર પ્રતિ તેનો સ્નેહ. રખેને આગળ ઉપર તેઓ આફતમાં આવી પડે એ ફિકરથી તે બ્હાવરી બની ગઇ હતી. સીતારામ તે સમજતો નહોતો એમ નહોતું. સમજવા છતાં એ રમા તરફ તેને અણગમો થયો—ઉંઉંઉં આંઆંઆં—કામકાજમાં નડતર, નાહક હેરાનગતી. સ્ત્રીપુરૂષનો પરસ્પર પ્રેમ, એજ માત્ર દાંપત્યસુખ નથી—એક વિચાર, એક હૃદય હોય, તેમાંજ દાંપત્ય સુખ છે. રમાને લાગતું કે વગર વાંકે પોતે સ્વામીનો સ્નેહ ખોઇ બેઠી હતી. સીતારામને વિચાર થતો, "હે પ્રભુ, રમાના પ્રેમમાંથી મને બચાવો!"

રમાને દોષે સીતારામના હૃદયમાં ઘર કરી બેઠેલું પેલું ચિત્રપટ વધારે ને વધારે ઉજ્જ્વલ અને પ્રકાશમાન થવા લાગ્યું. સીતારામે નિશ્ચય કર્યો હતો કે રાજ્યસ્થાપના સિવાય બીજી કોઇ પણ મનમાં જગા આપવી નહિ, પણ આજે શ્રી ધીમે સિંહાસન અડધુંએક પચાવી બેઠી. સીતારામને લાગ્યું

અનંતનો અંશ. અમે અનંતનું એક અણુ માત્ર જાણીએ છીએ. તેટલું એક અણુ અમારે મન પુરાતન, બાકી આખું અનંત અમારે મન નૂતન. અનંતનું જે કંઇ જાણવામાં આવ્યું નથી, તે પણ અનંત. નૂતન! તું અનંતનો જ અંશ, માટે જ તું માણસને આમ દીવાનો બનાવે છે. આજે સીતારામ આગળ શ્રી—અનંતનો અંશ.

હાય! શું તમને અમને નૂતન નહિ મળે? શું તમને અમને શ્રી નહિ મળે? જે દહાડે તમામ પુરાતન છોડી ચાલ્યા જઇશું, તે દહાડે તમામ નૂતન મળશે, મોંઢેમોંઢ અનંત સન્મુખ ઉભા રહીશું, આંખ મીંચી કે શ્રી મળશે! તેટલા દિવસ, આવો, આપણે છાતીએ હાથ દઇ હરિનામ જપીએ. હરિનામે અનંત મળે છે.

## પ્રકરણ ૧૧ મું

"આ વૈતરણી. એને પેલે પાર જઇએ કે બધી જંજાળ મટી જાય. મારી જંજાળ પણ મટશે કે?"

જોરથી વહેતી વૈતરણી નદીના ભાઠામાં એકલી ઉભેલી શ્રીએ પોતાને ઉપલો સવાલ પૂછયો. પછવાડે, ઘણે દૂર, નીલગિરિનાં[1] ભૂરાં વાદળ જેવાં શિખરો નજરે પડતાં હતાં; સામે, રૂપાની રજકણો પાથરી હોય તેવી, રેતીમાં થઇને, ભૂરા પાણી વાળી નદી વાંકીચૂકી વહેતી હતી; કિનારે, કાળા પથ્થરના પગથિયાંવાળી સીડીને મથાળે સાત

૧. બળેશ્વર જીલ્લાની ઉત્તરે આવેલા કેટલાક પર્વતો નીલગિરિ નામે ઓળખાય છે.

માતાનો મંડપ શોભી રહ્યો હતો; તેમાં વિરાજતી સાત માતાની મૂર્તિયો પણ થોડીથોડી નજરે પડતી હતી—રાણીના ઠાઠમાઠવાળી ઇંદ્રાણી, મધુર રૂપવાળી વૈષ્ણવી, કૌમારી, બ્રહ્માણી, જોડ બાળકોને જણતી હોય તેવી તદ્દન નાગી છાયા[1], નાના પ્રકારના અલંકારોથી વિભૂષિત થયલી, મોટાં મોટાં હાથ, પગ, પેટ અને જાંગવાળી, શંખ જેવા ગળામાં ઝૂલતા હીરાના હારવાળી, જાડી, લાંબા વસ્ત્રવાળી અને વરાહ જેવા મોંવાળી વારાહી, તથા જેના શરીરમાં માત્ર હાડકાં અને ચામડી રહ્યાં છે એવી સુકી, સફેદ બાળવાળી, જેણે કાપેલાં માંથાંઓ ધારણ કર્યા છે તે, નગ્નવેષવાળી, ભયંકર ચામુંડા; એ સાત મૂર્તિયો ભારોભાર ચંદન, પુષ્પ અને બિલ્વપત્ર હેઠળ ઢંકાયલી ત્યાં વિરાજતી હતી. તેની પાછળ વિષ્ણુમંદિરનું ઉંચું શિખર ભૂરા આકાશમાં શોભી રહ્યું હતું. તેની બાજુમાં ભૂરા પથ્થરના ઉંચા સ્તંભ ઉપર આકાશ માર્ગે પક્ષીરાજ ગરૂડને બેસાડવામાં આવ્યા હતા.[2] ઘણે દૂર ઉદયગિરિના તથા લલિતગિરિના ભૂરા વિશાળ ડુંગરો આકાશને લાગી રહ્યા હતા.[3] એ સર્વ જોઇ રહી શ્રી બોલી, "હાય ! આ વૈતરણી ? પેલે પાર જાઉં તો જંજાળ મટશે ?"

"એ તે વૈતરણી નથી," પાછળથી કોઇએ જવાબ દીધો,

---

૧. સૂર્યની સ્ત્રી સંજ્ઞા પતિને જણાવ્યા વગર પિયેર ગઈ તે વખતે પોતાની છાયા પાછળ મૂકી ગઈ હતી. છાયાથી સૂર્યને સાવર્ણી અને શની એ જોડપુત્રો થયા હતા. (જુઓ આપ્તેની સંસ્કૃત-અંગ્રેજી ડિક્ષનરિ) —ભાષાંતરકર્તા.

૨. એ ગરૂડસ્તંભ દેખાવે ઘણો ચમત્કારી છે.

૩. પુરૂષોત્તમ (પુરી) જવાના હાલના રાજમાર્ગની ડાબી તરફ આ સઘળા પર્વતો આવ્યા છે. નજદીક નથી

"यमद्वारे महाघोरे तप्ता वैतरणी नदी—પહેલાં યમદ્વારે જઇ પહોંચ, પછી ખરી વૈતરણીનાં દર્શન થશે."

શ્રીએ પાછા ફરી જોયું તો ત્યાં એક જોગણ ઉભી હતી. તેને જોઇ શ્રી બોલી ઉઠી, "ઓ હો હો! તમે છો કે, માજી? વારૂ, કહો તો ખરા, યમદ્વાર વૈતરણીને આ પાર કે પેલે પાર?"

જોગણે હસીને જવાબ દીધો, "જમપુર જવું હોય તો વૈતરણી ઓળંગવી પડે છે. આ વાત કેમ પૂછવી પડી, મા? શું તું આ પાર જ જમનું દુઃખ ભોગવી રહી છે?"

"દુઃખ બેઉ પાર હોય એમ જણાય છે."

"ના, મા, દુઃખ બધું આ પાર છે. પેલે પારના જે દુઃખની વાત આપણે સાંભળીએ છીએ, તે ખરેખર તો આપણે આ પારથી સાથે લેતાં જઇએ છીએ. વૈતરણીને પેલે પાર જતી વખતે જીંદગીભર કરેલાં પાપોની પોટલી બાંધી વિના કષ્ટે આપણે સાથે લઇ જઇએ છીએ. જમને ઘેર પહોંચ્યા પછી પોટલી છોડી તે ઐશ્વર્ય આપણે ધીરેસાસ્તે એકલા એકલા ભોગવીએ છીએ."

"માજી, એ પોટલી આ પાર રાખી જવાય એવો કોઇ ઇલાજ છે? હોય તો કહી દો, ઝટપટ તેની વ્યવસ્થા કરી હું વખતસર પેલે પાર જતી રહું; રાત કરવાની જરૂર જોતી નથી."

"એટલી બધી દોડાદોડ કેમ, મા? હજી એ તારે વાર છે."

"મોડું કરીશ તો કદાચ તોફાનમાં સપડાઈ જઇશ."

જોગણે હજી સુધી તોફાન દીઠું નહોતું—તેની ઉમર તદ્દન નાદાન હતી. તેથી જ શ્રી આવી રીતે વાત કરવાનો સાહસ કરતી હતી. જોગણે પણ તેવી જ ઢપથી જવાબ દીધો, "તને તોફાનની બ્હીક લાગે છે, મા? કેમ, તારે કોઇ એવો પાકો માછી નથી?"

"છે. પરંતુ તેની હોડીમાં ગઈ નહિ. તેની હોડીનો ભાર શા માટે વધારૂં?"

"ત્યારે તું શું શોધતી શોધતી અહીં વૈતરણીતીરે આવીને બેઠી છે?"

"બીજા પાકા માછીની શોધમાં નીકળી છું. સાંભળ્યું છે કે શ્રીક્ષેત્રમાં જે વિરાજે છે, તે બરાબર પાર ઉતારે એવો પાકો માછી છે."

"હું પણ તેજ માછીની શોધમાં જાઉં છું. ચાલ, બેઉ જણી સાથે જઇએ. તું એકલી કેમ? તે દહાડે સુવર્ણરેખાતીરે આપણે મળ્યાં હતાં ત્યારે તો તારી સાથે ઘણાં લોક હતાં—આજે કેમ એકલી છે?"

"મારૂં કોઇ નથી. ખરૂં કહું તો મારે ઘણાં જણ છે, પરંતુ મેં જાણીજોઇને બધાંનો ત્યાગ કર્યો છે. જાત્રાળુઓના સંઘમાં ભળી જઈ હું શ્રીક્ષેત્રે જતી હતી, પરંતુ જે ગોર મહારાજની સાથે અમે જતા હતા તેની મારા ઉપર કૃપાદૃષ્ટિ થઈ છે એવાં લક્ષણ જોઈ, રખેને તે કંઈ અત્યાચાર કરી બેસે એ બ્હીકે, કાલે રાતે હું સંઘમાંથી છાનીમાની છટકી આવી છું."

"હવે?"

"હવે વૈતરણીતીરે બેસી વિચાર કરૂં છું, બે વાર ઓળંગવાની જરૂર નથી, એક વાર જ ઠીક. પાણી પણ પૂરતું છે."

"એ વિષે તું અને હું બે દિવસ વિચાર કરી જોઇ લઇશું. વિચાર કર્યા પછી જે ઠરે તે કરજે. તારી બ્હીકે વૈતરણી કંઈ નાશી જવાની નથી! બોલ, મારી સાથે આવે છે?"

શ્રીનું મન ઢળ્યું. તેની પાસે એક પૈસો પુંજી નહોતી. સંઘ છોડયા પછી તેણે ખાધું નહોતું. ભીખ કે મોત એ બે સિવાય બીજો રસ્તો તેને સૂઝતો નહોતો. જોગણ સાથે જાય તો બીજો રસ્તો થાય એમ

તેને લાગ્યું, છતાં તે વિષે પણ તેના મનમાં સંદેહ થયો. તે બોલી, "એક વાત પૂછું, માજી? તમારૂં ગુજરાન કેવી રીતે કરો છો?"

"ભીખ માગીને."

"મારાથી તે નહિ બને—તે કરતાં તો વૈતરણી ઠીક છે."

"તું ભીખ માગવા ના જતી. તારી વતી પણ હું જ ભીખ માગી લાવીશ."

"માજી, તમારૂં આ જોબન—તમે મારા કરતાં નાનાં હશો, મોટાં તો નહિ જ હોવ. તમારૂં આ રૂપ!"

જોગણ ખરેખર અતિશય ખુબસુરત હતી—શ્રી કરતાં ખુબસુરત કહીએ તો એ ચાલે. પોતાનું રૂપ ઢાંકવાને ખાતર તેણે દિલે સારી પેઠે વિભૂતિ ચોળી હતી, પરંતુ તેનું પરિણામ ધારવા કરતાં ઉલટું આવ્યુ હતું. ઘસેલા ફાનસમાંના દીવાની માફક તેના રૂપની જ્યોત ઓર ઝળહળી ઉઠી હતી.

શ્રીના સવાલના જવાબમાં જોગણે કહ્યું, "અમે વેરાગી, સંસારત્યાગી, અમને કશી વાતે કોઇ ભય નથી. ધર્મ અમારી રક્ષા કરે છે."

"પત્યું. જોગણ એટલે તમે નિર્ભય. પણ મારે તમારી સાથે કેવી રીતે ફરવું? બીલીપાનના ફીડાની માફક? તમે પણ લોકને એ ફીડાની શું ઓળખાણ આપશો? કહેશો કે ઉડી આવીને દિલે વળગ્યો છે?"

જોગણ હસી. હોઠ ખોલી જ્યારે તેણે મધુર હાસ્ય કીધું, ત્યારે વાદળથી છવાયલું આકાશ જેમ વીજળીના તેજમાં ચમકે તેમ રાખોડીમાં ઢંકાયલું તેનું રૂપમાધુર્ય પ્રકાશી ઉઠ્યું. તેણે જવાબ દીધો, "ઠીક, બેટા, ત્યારે તું પણ આ જ વેષ કેમ ધારણ કરતી નથી?"

શ્રીને હંપારી છૂટી. તેણે કહ્યું, "એ શું? હું સન્યાસિની

થવાવાળી કોણ ?"

"હું તને સન્યાસિની થવાનું કહેતી નથી, જોકે તેં જ્યારે તારા કહેવા પ્રમાણે સર્વત્યાગ કર્યો છે ત્યારે, તારા પેટમાં જો પાપ ન હોય તો, સન્યાસિની થવાથી તને દોષ પણ શું છે ? પણ એ વાત હમણાં રહેવા દે, હમણાં હું તે કહેતી નથી. હમણાં એ વેષ છૂપા વેષ તરીકે ધારણ કર—તેમાં કંઇ દોષ છે ?"

"માથું બોડાવવું પડશે ? હું સધવા."

"તું જુએ છે કે મેં માથું બોડાવ્યું નથી."

"જટા પહેરી નથી ?"

"ના, નથી પહેરી. પણ વાળમાં કોઇ દિવસ તેલ નાંખતી નથી, રાખ ચોળું છું, એટલે જટા જેવા થઇ ગયા છે."

"કુંડાળું વાળી ફણા કાઢી બેઠેલા નાગ જેવો તમારો ચોટલો એવો સરસ લાગે છે કે તેમાં તેલ ઘાલી, હોળી, અંબોડો બાંધી દેવાનું મને મન થાય છે!"

"આવતે અવતારે—જો પાછો માનવદેહ મળે તો! તને હવે સન્યાસિનીનો સાજ પહેરાવું ?"

"કેવળ માથામાં રાખ નાંખશો તેટલાથી જ સાજ પુરો થશે કે?"

"ના. ભગવું લૂગડું, રૂદ્રાક્ષ, વિભૂતિ, તમામ મારી આ રંગીન ઝોળીમાં છે, બધું આપીશ."

થોડીવાર આનાકાની કરી શ્રી કબૂલ થઇ. એક એકાંત ઝાડ તળે બેસી તે રૂપાળી જોગણે શ્રીને એક બીજી રૂપાળી જોગણ બનાવી દીધી. ચોટલામાં રાખ નાંખી, શરીરે ભગવું વસ્ત્ર પહેરાવ્યું, ગળામાં અને હાથે રૂદ્રાક્ષની માળાઓ ઘાલી, આખે શરીરે રાખ ચોળી, છેવટે શ્રીને કપાળે કંકુની જગાએ ચંદનનો ચાંલ્લો કર્યો. પછી ત્રણે લોકમાં

દિગ્વિજય કરવા નીકળી પડેલા કામદેવ જેવી એ બેઉ યુવતીઓ ત્યાંથી નીકળી વૈતરણી ઓળંગી આગળ વધી. ચાલતી ચાલતી સાંજે તેઓ એક દેવળ આગળ જઇ પહોંચી. તેની ધર્મશાળામાં તેમણે રાતવાસો કર્યો.

---

## પ્રકરણ ૧૨ મું

બીજે દિવસ સવારે ઉઠી ખરસ્રોતા નામે નદીમાં સ્નાન કરી નિત્યકર્મ આટોપી લઇ રાખ રૂદ્રાક્ષ વગેરેથી શરીરને શણગારી શ્રી અને સન્યાસિની, બે "સંચારિણી દીપશિખા" હોય તેમ, શ્રીક્ષેત્રનો રસ્તો ઉજ્જ્વળ કરતી પાછી મુસાફરીએ નીકળી પડી. તે રસ્તે થઇ જાત્રાળુઓ હમેશ આવજા કરતાં હતાં, એટલે તેમની ત્યાંના રહેવાસીઓને નવાઇ નહોતી. પરંતુ આજે આ બે બાઇઓને જોઇ તેઓ ભારી અચંબો પામ્યાં. એક જણ બોલ્યો, "માગણવેષે કોઇ અપ્સરાઓ નીકળી પડી છે કે શું?" બીજાએ ખુલાસો કીધો, "ના, આ તો કોઇ દેવીઓ જણાય છે!" કોઇએ આવી પ્રણામ કર્યાં, કોઇએ ધનદોલતનું વરદાન માગ્યું! એક બ્રાહ્મણ સૌને રોકતો રોકતો બોલ્યો, "ગરબડ ના કરો. જોતા નથી રૂખમણી-સત્યભામા સશરીરે સ્વામીદર્શને જાય છે તે?" બીજાઓ કહેવા લાગ્યા, "તે કેમ બને? રૂખમણી-સત્યભામા તો શ્રીક્ષેત્રમાં જ વિરાજે છે. ના, ના, આ તો શ્રીરાધિકા અને ચંદ્રાવળી, ગોવાળિયાની દીકરીઓ હોવાથી પગે ચાલતી જાય છે!" આ સિદ્ધાંત નક્કી થયો એટલે એક ચપરખંધી સ્ત્રી બોલી, "ઠીક! જાઓ! જાઓ! ત્યાં તમારી નણંદ[1] બેઠી છે—તે તમને પેટ ભરીને લાડવા ખવડાવશે!"

---

૧ સુભદ્રા.

આ તરફ શ્રીરાધિકા-ચંદ્રાવળી અરસપરસ એક બીજાના મનની વાતો કહેતી ચાલી જતી હતી. જોગણ વેરાગણ, સંસારત્યાગી—ઘણા દિવસથી તેને કોઇનો સંગાથ નહોતો. આજે એક સમોવડિયણ સંસારત્યાગી બાઇની સોબત મળી જવાથી તેનું ચિત્ત પ્રફુલ્લ હતું. તેની જીંદગીનો ઝરો હજી જરા પણ સુકાયો નહોતો, જો કે શ્રીનો સુકાયો હતો, કારણ, દુઃખ શું તેનો તેને અનુભવ થયો હતો. જોગી-વેરાગીને દુઃખ નથી. તેમની વચ્ચે ચાલતી વાતચીતમાંથી જરૂર જોગી વાંચકને સંભળાવવાની જરૂર છે.

સન્યાસિનીએ શ્રીને કહ્યું, "તું કહે છે કે તારા સ્વામી છે, અને તે તારી સાથે ઘરસંસાર માંડવાને પણ રાજી છે. તેમ છતાં તેં ઘર શા માટે છોડયું, તે હું તને પૂછતી નથી. કારણ, તારા ઘરની વાત જાણવાનું મારે શું કામ? તો પણ એક સવાલ પૂછવાનું મન થાય છે—કોઇ કાળે પણ ઘેર પાછા ફરવાની તારી મરજી છે કે નહિ?"

"તમને હાથ જોતાં આવડે છે?" શ્રીએ પૂછ્યું.

"ના. હાથ જોવાથી શું તેનો ખુલાસો મળશે?"

"ના. ફક્ત તમને હાથ દેખાડી, એક સવાલ પૂછી, હું તે વિષે જે તે નિર્ણય કરતે."

"મને હાથ જોતાં આવડતું નથી, પણ તારી મરજી હોય તો તને એવા એક માણસ પાસે લઈ જાઉં કે જે આ તેમજ બીજી બધી વિદ્યામાં પારાંગત છે."

"તે કયાં રહે છે?"

"લલિતગિરિ ઉપર હસ્તિગુફામાં એક જોગી રહે છે. હું તેની વાત કહું છું."

"લલિતગિરિ અહીંથી કેટલો દૂર છે?"

"બરાબર ચાલીએ તો આજે સાંજ પછી ત્યાં પહોંચી શકીએ."

"ચાલો, ત્યારે."

બેઉ જણી ઝડપથી ચાલવા લાગી. જ્યોતિષવિદ્યા જાણનાર તેમને જુએ તો કહે કે આજે ગુરૂ શુક્રનો યોગ થઇ એ બન્ને ગ્રહ શીઘ્રગામી થયાછે.[૧]

---

## પ્રકરણ ૧૩ મું

એક કાંઠે ઉદયગિરિ, બીજે કાંઠે લલિતગિરિ; વચ્ચે થઇને નિર્મળ નીર વાળી વિરૂપા નદી પોતાનો ભૂરો જળપ્રવાહ લઇને કલ્લોલ કરતી કરતી સમુદ્ર તરફ ચાલી જાય છે.[૨] બેઉ પર્વતનાં શિખર ઉપર ચઢીએ તો ત્યાંથી હજાર હજાર તાડથી સુશોભિત, ભાત કે લીલોતરીનાં ખેતરોથી રંગબેરંગી પૃથ્વી અતિશય રળિયામણી દેખાય—કેડે બેઠેલા બાળકને મા જેવી સર્વાંગસુંદર લાગે, તેવી જ સર્વાંગસુંદર પર્વત ઉપર બેસી જોનારને પૃથ્વી દેખાય. ઉદયગિરિ (આજનો આલ્તિગિરિ) ઝાડોની ઘટાથી ભરપૂર, પરંતુ લલિતગિરિ (આજનો નાલ્તિગિરિ) ઉજડ ખડક. એક વખત એનાં શિખર અને આસપાસની જગામાં મકાનો, સ્તૂપો અને

---

૧ જ્યારે બે ગ્રહ પૃથ્વી ઉપરથી એક રાશિમાં સાથે દેખાય ત્યારે તેમનો યોગ થયલો કહેવાય છે. અંગ્રેજીમાં તેને conjunction કહે છે. ગ્રહની સરેરાસ કરતાં ઝડપી ચાલ તે શીઘ્રગતિ, accelerated motion, કહેવાય છે.

૨ આજે વિરૂપા અતિશય વિરૂપા-કદરૂપી. તેને બંધોથી બાંધી દીધી છે. અંગ્રેજના પ્રતાપે ખુદ વૈતરણીમાં બંધ બંધાયા છે—વિરૂપાની કે બીજી કોઈ નદીની વાત શા માટે કરવી?

બૌદ્ધમંદિરોની શોભા હતી—આજે ત્યાં શોભા મધ્યે છેઃ શિખર ઉપર ચંદનવૃક્ષ, માટી નીચે દટાઇ રહેલાં ભાંગી ગયલાં મકાનોનાં બાકી રહેલાં પથ્થર કે ઇંટ, અને મનને મુગ્ધ કરે એવી પથ્થરની ઘડેલી મૂર્તિયો. આમાંની બે ચાર આજે કલકત્તાની મોટી મોટી ઇમારતોમાં હોત તો કલકત્તાની શોભા ગણાતે ! હાય ! આજે હિંદુને આર્ટ સ્કૂલમાં જઇ પૂતળાં ઘડતાં શીખવું પડે છે ! આજે હિંદુ કુમારસંભવ છોડી સ્વિનબર્ન વાંચે છે, ગીતા છોડી મિલ વાંચે છે, અને ઉરિષ્યાની પથ્થરની ઘડેલી મૂર્તિયો છોડી સાહેબ લોકનાં ચીનાઇનાં પૂતળાંઓ જોઇ વાહવાહ કરે છે ! કપાળમાં બીજું પણ શું શું છે, તે કહી શકતો નથી.

મેં જે જોયું છે, તે જ હું લખું છું. લલિતગિરિનું સ્મરણ મારા મનમાં લાંબો વખત રહેશે. ચારે તરફ—ગાઉના ગાઉ પથરાઇ રહેલાં—લીલાંછમ ભાતનાં ખેતરો—જાણે ધરતી માતાએ ગાઉના ગાઉ લાંબી પીતાંબરી સાડી પહેરી છે ! ઉપરથી માતાના અલંકારરૂપી હજારો તાડની હાર, તેની પેલી તરફ પાછા હજાર હજાર તાડ; સરળ, સુપત્ર, શોભામય ! વચ્ચે ભૂરા પાણીવાળી વિરૂપા લીલાં પીળાં પુષ્પોવાળાં હરિયાળાં ખેતરોમાં થઇને વહે છે—જાણે કોઇએ સુકોમલ ગાલિચા ઉપર નદી ચીતરી છે ! તે ઉપરાંત ચારે તરફ આગળના વખતમાં થઇ ગયલા મહાત્માઓની મોટી કીર્તિ. જેમણે પથ્થરો આવા સરસ પાલીશ કર્યા છે, તેઓ શું આપણા જેવા જ હિંદુ હતા ? ગાંઠ વિના જેમણે આવી સરસ ગુંથણી કીધી છે, તેઓ શું આપણા જેવા જ હિંદુ હતા ? અને આ સઘળી પથ્થરની મૂર્તિયો જેમણે કોતરી—જેને પુષ્પહાર પહેરાવી શોભાયમાન બનાવી છે, ઉડતો હોય એવા પલ્લવને લીધે જેની સુંદરતામાં વધારો થયો છે, જેનું અંગેઅંગ મરોડદાર છે, જેમાં કળા અને સૌંદર્ય એ બેનો સાક્ષાત્ ભેટો થયો છે, એવી આ માનવમૂર્તિ જેમણે ઘડી, તેઓ શું હિંદુ

હતા? કોપ, પ્રેમગર્વ, અને સૌભાગ્યથી ફરકતા હોઠવાળી, રેશમી વસ્ત્રવાળી, ડોળતા રત્નહારવાળી, ભરજોબનના ભારથી લચી ગયલા શરીરવાળી—

तन्वी श्यामा शिखरिदशना पक्वबिंबाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः—

એવી આ સર્વ સ્ત્રીમૂર્તિયો જેમણે ઘડી છે, તેઓ શું હિંદુ હતા? ત્યારે જ હિંદુના ગૌરવનું સ્મરણ થયું. ત્યારે જ યાદ આવ્યું કે ઉપનિષદ્, ગીતા, રામાયણ, મહાભારત, કુમારસંભવ, શકુંતલા, પાણિનિ, કાત્યાયન, સાંખ્ય, પાતંજલ, વેદાંત, વૈશેષિક, એ સર્વ હિંદુનું ગૌરવ—આ પૂતળાં તુચ્છ માત્ર! ત્યારે જ ભાન થયું કે હિંદુકુળમાં જન્મી જન્મ સાર્થક કર્યો છે.

લલિતગિરિની તળેટીમાં વિરૂપાને કિનારે પહાડની ખોભણમાં હસ્તિગુફા નામે એક ગુફા હતી. 'ગુફા' અને તે પણ વળી 'હતી'? શું પાહાડના અવયવો પણ લોપ થાય છે? કાળના ગુણાકારમાં બધું જ લોપ થાય. તે ગુફા આજે નથી. છત પડી ગઇ છે, થાંભલા બધા ભાંગી ગયા છે—ભોંય ઉપર ખીચોખીચ ઘાસ ઉગી નીકળ્યું છે. બધું જ લોપ થયું છે, ત્યાં ગુફાના લોપ માટે શોક કરવાનું શું કામ?

પણ ગુફા હતી બહુ ફક્કડ. ખડકમાંથી કોતરી કાઢેલાં સ્તંભો, દિવાલો, વગેરે બહુ જોવાલાયક હતાં. ચારે તરફ પથ્થરમાં અપૂર્વ માનવમૂર્તિયો કોતરેલી હતી. તેમાંની બે ચાર આજે પણ છે—પરંતુ તેમનાં છત્ર પડી ગયાં છે, રંગ ઉડી ગયા છે, કોઇનું નાક ભાંગી ગયું છે, કોઇનો હાથ ભાંગી ગયો છે, કોઇનો પગ ભાંગી ગયો છે. એ મૂર્તિયો પણ આજના હિંદુની માફક અંગહીણ થઇ છે.

પણ ગુફાની એ દશા આજકાલ થઇ છે. જે વખતની વાત કરૂં છું તે વખતે એવી નહોતી—ગુફા ત્યારે સંપૂર્ણ હતી. તેમાં પરમયોગી

મહાત્મા ગંગાધર સ્વામી રહેતા હતા.

યથાકાળે સન્યાસિની શ્રીની સાથે ત્યાં જઈ પહોંચી, અને જોયું તો ગંગાધર સ્વામી ધ્યાનમાં નિમગ્ન હતા. એટલે કંઈ પણ બોલ્યાચાલ્યા વગર બેઉ જણીએ તે રાત ગુફાના આગલા ભાગમાં સુઇને કાઢી.

મળસ્કે ધ્યાન ભંગ થયું એટલે ગંગાધર સ્વામીએ ઉઠી વિરૂપામાં સ્નાન કરી પાતઃકૃત્ય આટોપી લીધું. ત્યાંથી પાછા ફર્યા એટલે જોગણે નીચા વળી તેમની પદરજ લીધી; શ્રીએ પણ તે પ્રમાણે કીધું.

ગંગાધર સ્વામીએ તરત તરત શ્રી સાથે કંઈ વાત કીધી નહિ. તે કેવળ સન્યાસિની સાથે જ વાતે વળગ્યા. દુર્ભાગ્ય—તમામ વાતચીત સંસ્કૃત ભાષામાં થઈ. શ્રી તેમાંનો એક અક્ષર પણ સમજી નહિ. જે થોડીઘણી વાત વાંચકને જાણવાની જરૂર છે તે ગુજરાતીમાં કહી સમજાવું છું.

"આ બાઇ કોણ?" સ્વામીએ પૂછ્યું.

"મુસાફર," જોગણે જવાબ દીધો.

"અહીં કેમ આવી છે?"

"ભવિષ્ય સંબંધી ધડભાંગમાં પડી છે. આપને હાથ દેખાડવા માટે આવી છે. કૃપા કરી એને ધર્માનુમત આજ્ઞા ફરમાવો."

આ વખતે શ્રીએ પાસે જઈ ફરીથી પ્રણામ કર્યાં. તેના મોં તરફ જોઇ સ્વામી હિંદીમાં બોલ્યા, "તમારી રાશિ કર્ક."[૧]

શ્રી ચૂપ ઉભી રહી.

---

૧ परकनकशरीरो देवनम्रप्रकाश्यो ।
भवति विपुलवक्षाः कर्कटो यस्य राशिः ॥—कोष्ठीप्रदीपे ।

આ પ્રમાણે લક્ષણ વગેરે જોઇને પણ જોષીઓ રાશિ અને નક્ષત્રનો નિર્ણય કરે છે.

"પુષ્ય નક્ષત્રમાં તમારો જન્મ."

શ્રી ચૂપ.

"ગુફાની બહાર આવો, હાથ જોઉં."

શ્રીને બહાર લઇ જઇ તેના ડાબા હાથની સઘળી રેખાઓ સ્વામીએ બારીકીથી તપાસી જોઇ. ખડી વતી ભોય પર આંકડાઓ માંડી જન્મનાં સાલ, માસ, વાર, તિથિ, ઘડી, પળ, સઘળું નક્કી કર્યું. પછી કુંડળી દોરી, તાડપત્ર ઉપર લખેલું એક પુરાણું પંચાંગ ગુફામાં પડયું હતું તેમાં જોઇ, દ્વાદશભાવમાં જ્યાં જોઇએ ત્યાં ગ્રહો માંડયા બાદ શ્રીને કહ્યું, "તમારે લગ્નમાં સ્વગૃહી પૂર્ણચંદ્ર છે અને સાતમે બુધ, ગુરૂ અને શુક્ર, એ ત્રણ શુભ ગ્રહો છે. તમે સન્યાસિની કેમ, મા? તમે તો રાજાના રાણી!" [૧]

"સાંભળ્યું છે કે મારા સ્વામી રાજા થયા છે," શ્રીએ જવાબ દીધો, "પણ મેં તે સુખ જોયું નથી."

"તે જોવાનું તમારા કપાળમાં લખ્યું નથી. સાતમે ગુરૂ છે તે નીચનો છે, તેમ ત્રણે શુભ ગ્રહો પાપગ્રહના ઘરમાં[૨] પાપદષ્ટિમાં પડયા છે. તમારા નશીબમાં રાજભોગ નથી."

શ્રીને આ બધી વાતની સમજણ નહોતી, તે ગુપચુપ બેસી રહી. થોડો વાર રાહ જોઇ તેણે સ્વામીને પૂછ્યું, "બીજું કંઇ દુર્ભાગ્ય આપને જણાય છે?"

"ચંદ્ર શનીના ત્રિશાંસમાં છે."

"તેથી શું થાય?"

"તમે તમારા પ્રિયજનના પ્રાણહત્યાકારી થશો."

---

૧ जायास्थे च शुभत्रये प्रणयिनी राज्ञी भवेद्भूपतेः।

૨ મકર રાશિમાં.

શ્રી વધુવાર બેઠી નહિ—એકદમ ઉભા થઇ તેણે ચાલવા માંડયું. સ્વામીએ તેને ઇસારત કરી પાછી બોલાવી કહ્યું, "થોભો. તમારા નશીબમાં એક પરમ પૂણ્ય લખ્યું છે. તેનો સમય હજી આવી લાગ્યો નથી. સમય આવે ત્યારે સ્વામીદર્શને જજો."

"કયારે ?"

"હમણાં તે કહી શકતો નથી. સૂક્ષ્મ ગણીત કરવાની જરૂર છે. પણ તે સમય નજદીક નથી. તમે કયાં જાઓ છો ?"

"વિચાર તો છે કે પુરૂષોત્તમના દર્શને જાઉં."

"જાઓ. આવતી સાલ બરાબર આ વખતે અહીં આવજો. વખત નક્કી કરી હું તમને કહીશ." પછી જોગણ તરફ ફરી સ્વામીએ કહ્યું, "તમે પણ આવજો."

ગંગાધર સ્વામી મૌન્ય ધારણ કરી ધ્યાનમાં બેઠા. તેમને પ્રણામ કરી બેઉ જોગણો ગુફામાંથી બહાર નીકળી.

---

## પ્રકરણ ૧૪ મું.

બેઉ જોગણો ફરીથી ઉરિષ્યાનો રાજમાર્ગ ઉજજ્વલ કરતી પુરૂષોત્તમને પંથે પડી. રસ્તે ઉરિયાઓ હારબંધ ઉભાં રહી તેમની તરફ તરફ મીટ માંડી જોવા લાગ્યાં. કોઇ આવી તેમના પગ પાસે લાંબા પડી સુઇ જતાં અને કહેતાં, "માજી, અમને સંતાન થતાં નથી, દયા કરો !" તો વળી બીજાંઓ કહેતાં, "માજી, અમારાં દુઃખ નિવારણ કરો !" સૌ કોઇને જેવો ઘટે તેવો જવાબ આપી રાજી કરતી બેઉ સુંદરીઓ રસ્તો કાપવા લાગી.

શ્રી કંઇક ઝડપથી ચાલતી હતી તેને રોકતી સન્યાસિની બોલી, "ધીરે, બ્હેન, જરા ધીરે ચાલ. ઝડપથી ચાલશે તેથી શું નશીબ પાછળ રહી જશે?"

તેનાં વ્હાલભર્યાં વચન સાંભળી શ્રીના જીવને આનંદ થયો. બે દિવસના સમાગમથી શ્રી જોગણને ચહાવા લાગી હતી. અત્યાર સૂધી "માજી" કહી તે તેની સાથે વાત કરતી હતી, કારણ, જોગણ આદરમાન યોગ્ય. જોગણે પણ "મા," "બેટા," એ શબ્દો પડતા મૂકી તેને બ્હેન કહી બોલાવી, તે ઉપરથી શ્રી સમજી ગઇ કે તેનાં મનમાં પણ વ્હાલની લાગણી શરૂ થઇ હતી. શ્રીએ ચાલ ધીમી કીધી.

જોગણ કહેવા લાગી, "હવે તને 'મા' કે 'બેટા' કહી બોલાવવી એ ઠીક લાગતું નથી—આપણી બેઉની સરખી ઉમર—આપણે બેઉ બ્હેનો."

"શું તેં પણ મારી માફક દુઃખથી કંટાળી સંસાર ત્યાગ કર્યો છે?"

"મારે સુખ-દુઃખ નથી. તારા જેવું અદૃષ્ટ પણ નથી. તારા દુઃખની વાત સાંભળવી છે, પણ હમણાં નહિ. હજી સૂધી તારૂં નામ પણ મેં પૂછ્યું નથી—તને શું કહીને બોલાવું?"

"મારૂં નામ શ્રી. તારૂં?"

"જયંતી—તું મને નામ દઇને જ બોલાવજે. વારૂ, ગંગાધર સ્વામીની વાત તો તેં સાંભળી. હું ધારૂં છું કે હવે ઘેર પાછા જવાની તારી ઇચ્છા નહિ હોય. કામકાજ પણ કંઇ નથી. દહાડા કેવી રીતે કાઢશે, તેનો તેં વિચાર કર્યો છે?"

"ના, નથી કર્યો. પણ આટલા દિવસ તો કાઢ્યા."

"કેવી રીતે કાઢ્યા?"

"બહુ દુઃખે—હું ધારૂં છું કે દુનિયામાં એવું દુઃખ બીજાું નહિ હોય."

"એક ઉપાય બતાવું? બીજી કોઇ વાતમાં ચિત્ત પરોવ."

"શામાં?"

"આવડું મોટું જગત—ચિત્ત પરોવવા જેવું કશું નથી?"

"પાપ?"

"ના, પુણ્ય."

"સ્ત્રીલોકને એક માત્ર પુણ્ય—સ્વામીસેવા. જ્યારે તે છોડી ચાલી આવી છું, ત્યારે મારે માટે બીજું કયું પુણ્ય છે?"

"સ્વામીનો પણ એક સ્વામી છે."

"તે સ્વામીનો સ્વામી—મારો નહિ. મારો સ્વામી, તે જ મારો સ્વામી, બીજો નહિ."

"જે તારા સ્વામીનો સ્વામી, તે તારો યે સ્વામી—કારણ, તે સઘળાનો સ્વામી."

"હું તેને ઓળખતી નથી—સ્વામીને જ ઓળખું છું."

"તેને ઓળખવો છે? ઓળખશે તો આટલું દુ:ખ રહેશે નહિ."

"ના. સ્વામી સિવાય મારે કોઇનું કામ નથી. સ્વામી છોડયાનું દુ:ખ અને ઇશ્વરને મેળવ્યાનું સુખ, એ બેમાંથી સ્વામીવિરહનું દુ:ખ જ હું પસંદ કરૂં છું!"

"એટલું બધું વ્હાલ હતું, તો શું કામ સ્વામીને છોડી આવી?"

"મારી કુંડળીનું ફળ સાંભળ્યું નહિ? મેં અગાઉ સાંભળ્યું હતું."

"ત્યારે આટલું બધું વ્હાલ કેમ?"

શ્રીએ પોતાની આખી પૂર્વકથા સંક્ષેપમાં કહી. તે સાંભળી જયંતીની આંખ પાણીથી ભરાઇ આવી. તેણે કહ્યું, "તારો તેનો મેળાપ નહિ જેવો કહીએ તો ચાલે—આટલું બધું વ્હાલ કેમ?"

"તું ઇશ્વરને ચાહે છે—ઇશ્વર સાથે તારો કેદહાડે મેળાપ થયો છે?"

"હું રાતદિવસ ઇશ્વરનું ધ્યાન ધરૂં છું."

"બાળપણમાં તેમણે મને કાઢી મૂકી, તે દિવસથી હું પણ રાતદિવસ તેમનું ધ્યાન ધરૂં છું."

આ સાંભળી જયંતીનાં રૂંવેરૂંવાં ખડાં થઇ ગયાં. શ્રી કહેવા લાગી, "જો સંસાર માંડી સાથે રહ્યાં હોત, તો બનવાજોગ છે કે તેમની ઉપર મને આટલો પ્રેમ ઉપજતે નહિ. માણસ માત્ર દોષને પાત્ર હોય છે. તેમનામાં પણ દોષ હશે. નહિ હોત, તો એ મારા દોષે હું તેમનામાં દોષ જોતે. કોઇ ને કોઇ વખત મતભેદ, ઉંચાં મન કે ભૂલચૂક થઇ જતે. તેમ થયું હોત, તો આ આગ આટલી બધી સળગતે નહિ. કેવળ મનમાં તેમને દેવતા તરીકે સ્થાપી મેં તેમની આટલા વરસ પૂજા કીધી છે. લોકની વાડીઓમાંથી છાનામાના ફુલ તોડી લાવી, સવારસાંજ ઘરનું કામકાજ પડતું મુકી બહુ કાળજીથી મનમાનતા હાર ગુંથી, ફુલવાળાં ઝાડની ડાળે તે ભેરવી મેં મન મનાવ્યું છે કે મેં તે તેમને ગળે પહેરાવ્યા. ઘરેણાંગાંઠાં વેચી, સારી સારી ખાવાની સામગ્રી લાવી, સાફસુફ કરી, રસોઇ બનાવી તે નદીમાં પધરાવી મન મનાવ્યું છે કે તેમને થાળ ધર્યા. ઠાકોરજીને પ્રણામ કરતી વખતે ઠાકોરજીને પ્રણામ કરૂં છું એવું કદી મનમાં આવ્યું નથી—માથા આગળ તેમનાં જ ચરણકમળ જોયાં છે. આમ છતાં, જયંતી, હું તેમને છોડીને ચાલી આવી છું. તેમણે બોલાવી, તોપણ છોડીને ચાલી આવી છું."

શ્રી વધુ બોલી શકી નહિ. માથે છેડો દઇ પેટ ભરીને રડી!

જયંતીની આંખ પણ છોળછળ ભરાઇ આવી. એ તે સન્યાસિની કહેવાય?

---

# પ્રકરણ ૧ લું

શ્રી અલોપ થઇ ત્યારથી જ સીતારામ તેની અનેક પ્રકારે ખોજ કરી રહ્યો હતો. માસ ઉપર માસ વીત્યો, વરસ ઉપર વરસ વીત્યું. એ આખો વખત શ્રીની શોધ કરવામાં સીતારામે કશી મણા રાખી નહોતી— તીર્થે તીર્થે, નગરે નગરે, તેને શોધવા તેણે માણસો મોકલ્યા હતા— પણ કંઇ વળ્યું નહોતું. કદાચ અજાણ્યા માણસો શ્રીને બરાબર ઓળખતા ન હોવાથી તેમને તેનો પત્તો નહિ લાગતો હશે, એમ ધારી તેણે ગંગારામને થોડો વખત રાજકાર્યમાંથી મુક્ત કરી આ કામ ઉપર નીમ્યો હતો. ગંગારામ પણ દેશેદેશ રખડી રઝળી નિષ્ફળ થઇ આખરે પાછો ફર્યો હતો.

અંતે સીતારામ શ્રીને ભૂલી જઇ રાજસ્થાપનાના કામકાજ પાછળ મંડયા રહેવાના ઠરાવ ઉપર આવ્યો. હજી પણ તે ખરો રાજા બન્યો નહોતો; કારણ, દિલ્લીના બાદશાહે તેને હજી સનદ આપી નહોતી. સનદ મેળવવાની તેને હોંસ થઇ. તે માટે તરત દિલ્લીની મુસાફરીએ નીકળી પડવાનું તેણે નક્કી કર્યું.

પણ સમય બહુ બારીક આવી પહોંચ્યો હતો. હિંદુઓનું હિંદુપણું હાથમાં રહેતું નહોતું. મુસલમાનોને તે અસહ્ય થઇ પડયું હતું. તળ મહમદપુરમાં ઠેકાણે ઠેકાણે ઉંચાં ઉંચાં શિખરોવાળાં દેવાલયો ફૂટી નીકળ્યાં હતાં. એટલુંજ નહિ પણ આસપાસના દરેક શહેરમાં, દરેક ગામમાં, ઘેરઘેર થતી દેવાલયપ્રતિષ્ઠા, દેવોત્સવ, અને હરિકીર્તનની ધમાલથી સારો દેશ ગાજી ઉઠયો હતો. અધૂરામાં પૂરૂં, આ સમયે મહાપાપિષ્ઠ નરાધમ મુર્શિદકુલિખાં મુર્શિદાબાદની ગાદી ઉપર હતો. તેણે આખા

બંગાળમાં ઠામ ઠામ હિંદુઓ ઉપર અતિશય જુલમ કરવા માંડ્યો[૧] — એવો જુલમ બીજે કેથે થયાનો દાખલો ઇતિહાસમાં જડતો નથી. મુર્શિદકુલિખાંએ જ્યારે સાંભળ્યું કે હિંદુઓ બધેબધ ધૂળ ચાટતા થયા હતા, અહીં જ માત્ર તેમનું જોર રહ્યું હતું, ત્યારે તેણે તોરાબખાં ઉપર હુકમ મોકલ્યો કે "સીતારામને જેર કરો."

તે ઉપરથી ભૂષણામાં સીતારામને જેર કરવાની તૈયારી થવા માંડી. તૈયારી શા માટે? સીધી ચઢાઇ કરવાને શું વાંધો હતો? મુર્શિદકુલિખાંએ માત્ર હુકમ મોકલ્યો હતો, ફોજ મોકલી નહોતી. એમ કરવામાં તેણે તોરાબખાંને કશો અન્યાય કર્યો નહોતો—મુસલમાનને તે અન્યાય કરતો નહોતો. કાયદો અને વ્યવસ્થા જાળવવાનું રોજનું કામ ફોજદારો પોતાને ખર્ચે કરી લે, એવો તે દિવસોમાં સાધારણ નિયમ હતો—ખાસ કારણ વગર નવાબ તરફથી તેમને લશ્કરની મદદ મળતી નહોતી. એક જમીનદારને સજા કરવી એ કાયદો અને વ્યવસ્થા જાળવવાની રોજિંદી ફરજોમાંની એક હતી, એટલે નવાબે લશ્કર મોકલ્યું નહોતું. આ તરફ ફોજદારે હિસાબ કરી જોયું કે તેને મળેલી ખબર પ્રમાણે જો સીતારામે પોતાના ઇલાકામાંના એકેએક ઉમરલાયક માણસને લડાઇની તાલીમ આપી હોય, તો ભૂષણા ખાતે જે બસો–ચારસો સિપાઇઓ હતા તેમને લઇ મહમદપુર ઉપર ચઢાઇ કરવી એ ડહાપણભર્યું નહોતું. કાજે જ ફોજદારની પહેલી ફરજ સિપાઇઓની સંખ્યા વધારવાની હતી. તે કંઇ એક બે દિવસમાં બને નહિ. વળી તે પશ્ચિમ તરફનો મુસલમાન હોવાથી સ્થાનીક મુસલમાનોની લડાયક શક્તિ વિષે

૧. અંગ્રેજ ઇતિહાસલેખકોએ પક્ષપાત અને કંઇક અજ્ઞાનને લીધે સિરાજુદ્દૌલાને ભૂંડો અને મુર્શિદકુલિખાંને ભલો ચીતર્યો છે. મુર્શિદ સાથે સરખામણીમાં સિરાજુદ્દૌલા તો દેવ સમાન હતો.

તેને મુદ્દલ ખાત્રી નહોતી. કાજે જ મુર્શિદાબાદ, વિહાર કે પશ્ચિમ તરફના પ્રાંતોમાંથી તાલીમબાજ પઠાણો બોલાવી મંગાવવાની તેને જરૂર જણાતી હતી. તેમાં વળી તેના સાંભળવામાં આવ્યું હતું કે સીતારામે અનેક તાલીમબાજ રજપૂતો અને ભોજપુરીઓ (વિહારવાસીઓ) ની પોતાના લશ્કરમાં ભરતી કરી હતી, એટલે તેમની સામે ટક્કર ઝીલી શકે તેવું લશ્કર ભેગું કર્યા વગર સીતારામને જેર કરવા તે બહાર પડી શક્યો નહિ. આમ સીતારામને જેર કરવાનું કામ કંઇક ઢીલમાં પડ્યું. તેટલા દિવસ જેમ ચાલતું હતું તેમ ચાલવા લાગ્યું.

તોરાબખાં આ બધી તૈયારીઓ બહુ છૂપી રીતે કરતો હતો. સીતારામને આગળથી જરાએ ખબર પડે નહિ, ઓચિંતા જઇ તેની ઉપર લશ્કર લઇ તૂટી પડવું, એ જ તેની ઇચ્છા; પણ સીતારામ તમામ વાતથી વાકેફ હતો, ચતુર ચંદ્રચૂડ પણ વાકેફ હતો. જાસૂસ વિના રાજ્ય ચાલે નહિ—રામચંદ્રને પણ દુર્મુખ વિના ચાલ્યું નહોતું. ભૂષણામાં પણ ચંદ્રચૂડના જાસૂસો હતા. કાજે જ રાજધાની સહિત સીતારામને ઉખેડી નાંખવાનો મુર્શિદાબાદથી જે હૂકમ આવ્યો હતો તેની, અને તે માટે વીણીવીણીને સિપાઇઓ ભેગા કરવામાં આવતા હતા તે વાતની, ચંદ્રચૂડને બાતમી મળી ચૂકી હતી.

આ બધાનો બંદોબસ્ત કરી ખરચજોગા પૈસા અને ખપજોગા માણસો લઇ સીતારામ દિલ્લી ગયો. જતી વખતે રાજ્યરક્ષાનો ભાર તે ચંદ્રચૂડ, મૃણ્મય, અને ગંગારામ ઉપર નાંખતો ગયો. સલાહ આપવાનો અને ખજાનાનો ભાર ચંદ્રચૂડને, લશ્કરનો ભાર મૃણ્મયને, નગરરક્ષાનો ભાર ગંગારામને તથા અંતઃપુરનો ભાર નંદાને તે સોંપતો ગયો. રડારોળની બીકે સીતારામ રમાને કહ્યા વગર ગયો; પરિણામે રમાએ રડી રડી દેશ ડૂબાડ્યો.

# પ્રકરણ ૨ જું

રડવામાંથી પરવારી, એટલે રમા વિચાર કરવા બેઠી. હવે તેને અક્કલ આવી કે આ સમયે સીતારામ દિલ્લી ગયો, એ પણ એક લેખે ઠીક થયું. આ વખતે જો મુસલમાનો આવે અને બધાંની કતલ કરે, તો એ સીતારામ તો બચી જાય! આમ રમાની જે સૌથી મોટી દહેશત, તે આપોઆપ ટળી ગઇ. પોતે મરે, તેની રમાને કોઇ જાતની તમા નહોતી. જોઇએ તો મુસલમાનો તેને ભાલો ઘોંચી મારી નાંખે, જોઇએ તો તેઓ તરવારથી કાપીને તેના ટુકડેટુકડા કરી નાંખે, જોઇએ તો તેઓ બંદુકમાં ગોળી ભરી તેને વીંધી નાંખે, અને જોઇએ તો તેઓ ચોટલો ધરી તેને અગાશીમાંથી નીચે ફેંકી દે—રમાને કશાની પરવા નહોતી, સીતારામ તો ખુશખુશાલ દિલ્લીમાં જીવતો રહેશે કેની? હા, હવે કદાચ તેનો ફરીથી મેળાપ નહિ થાય. ભલે, આવતે જન્મે મેળાપ થશે! અહીં મહમદપુરમાં એ હમણાં હમણાં કયાં દરરોજ મેળાપ થતો હતો? ઘેર ગયો મેળાપ, સીતારામ સલામત રહે એટલે બસ.

એક વરસ અગાઉ આ બનાવ બન્યો હોત તો કદાચ આટલો દિલાસો લઇ રમા શાંત થઇ હોત. પણ વિધાતાએ તેના કપાળમાં શાંતિ લખી નહોતી. એક વરસ થયું રમાને પુત્ર અવતર્યો હતો: સીતારામે તેની પાસે આવવા 'જવાનું' કમી કર્યું, ત્યારથી રમા બાળકનું મોં જોઇ એ દુઃખ સહન કરતી હતી. પ્રથમ તેણે સીતારામનો વિચાર કર્યો—વિચાર કરી નચિંત થઇ; પછી પોતાનો વિચાર કર્યો—વિચાર કરી મરવાને તૈયાર થઇ; છેલ્લે બાળકનો

વિચાર કર્યો—બાળકનું શું થશે? "હું મરી જાઉં, કદાચ મુસલમાનો મને મારી નાંખે, તો બાળકની સંભાળ કોણ રાખશે? કેમ? નંદા છે કેની? પણ, શોકના હાથમાં કંઇ છોકરો સોંપી જવાય? સાવકી મા કંઇ સગી મા જેટલી કાળજી કરે? ઠીક યાદ આવ્યું—જો મુસલમાનો મને મારી નાંખશે તો શું મારી શોકને જીવતી રાખશે? તે કંઇ પીર બીર છે? એ તો હું એ મરીશ અને મારી શોક પણ મરશે. ત્યારે બાળક કોને સોંપી જાઉં?"

વિચાર કરતાં કરતાં રમાના માથામાં જાણે એકાએક વજ્રાઘાત થયો. એક ભયાનક ખ્યાલ તેના મનમાં આવ્યો. શું મુસલમાનો બાળકને જીવતું રાખશે? હરિ, હરિ! અત્યાર સુધી રમા શું વિચાર કરતી હતી? મુસલમાનો ડાકુ, ઝનુની, ગાય ખાનારા, દુશ્મન—તેઓ શું બાળકને જીવતું રાખે? સત્યાનાશ જ કેની! સીતારામ કયાંનો કયાં દિલ્લી ગયો? રમા એ વાત કોને પૂછે? જ્યાં સુધી એ સંદેહ મનમાંથી જાય નહિ ત્યાં સુધી જીવને ચેન પણ કેમ પડે? રમાને કંઇ સુઝ પડી નહિ એટલે તે નંદા પાસે ખુલાસો કરવા ગઇ.

"બ્હેન," તેણે નંદાને કહ્યું, "મને બહુ બ્હીક લાગે છે—રાજા હમણાં દિલ્લી કેમ ગયા?"

"રાજાની વાત રાજા જાણે," નંદાએ જવાબ દીધો, "આપણે એમાં શું સમજીએ, બ્હેન?"

"ત્યારે હમણાં મુસલમાનો આવે, તો શહેરનો બચાવ કોણ કરશે?"

"વિધાતા કરશે! તે નહિ બચાવે તો બીજું કોણ બચાવે?"

"મુસલમાનો શું બધાને જ મારી નાંખે કે?"

"દુશ્મન, તે વળી દયા કરે?"

"આપણને ભલે મારી નાંખે—બાળબચ્ચાંઓ ઉપર દયા નહિ કરે?"

"બ્હેન, એ બધી વાત કેમ મોંમાં આણે છે? વિધાતાએ કપાળમાં લખ્યું હશે તે અવશ્ય થશે. કપાળમાં રૂડાં વાનાં લખ્યાં હશે, તો સૌ સારું જ થશે. આપણે તેનો કંઇ અપરાધ કર્યો નથી, આપણું ભૂંડું શું કામ થાય? તું શું કામ ફિકર કરી હેરાન થાય છે? આવ, સોગઠાંબાજી રમીએ. તારી નવી હીરાની નથ જીતી લઉં, આવી જા."

એમ કહી તેનું ધ્યાન બીજી વાતમાં રોકાય એ હેતુથી નંદાએ સોગઠાં અને બાજી કાઢયાં. લાચાર થઇ રમા એક બાજી રમી. પરંતુ તેનું મન રમતમાં લાગ્યું નહિ. નંદા જાણી જોઇને દાવ હારી—રમાના નાકની નથ બચી ગઈ. રમા વધુ રમી નહિ—પહેલી જ બાજી ખલાસ કરી ઉઠી ગઇ.

નંદા તરફથી રમાના મનનું સમાધાન થયું નહોતું. કાજે જ રમત ઉપર તેનું ચિત્ત ચોંટયું નહિ. પોતાના મહેલમાં પાછાં જતાંની સાથે જ તેણે તેની એક બુઢી દાસીને પૂછયું, "અલી, મુસલમાનો બાળકને મારી નાંખે ખરા કે?"

"તેઓ કોને નહિ મારી નાંખે?" બુઢીએ જવાબ દીધો, "તેઓ ગાય ખાય, નિમાજ પઢે; તેઓ બાળકોને મારી નહિ નાંખે તો શું કરે?"

રમાની છાતી અંદરથી ધબધબ કરતી ધબકવા લાગી. પછી તો જે કોઇ મળતું તેને—ગામનાં નાનાંમોટાં બૈરાંઓને—રમા એ જ સવાલ પૂછતી. બધાંને જ મુસલમાનનો ડર, કોઇ મુસલમાન તરફ શુભ નજરે જોતું નહોતું—બધાંએ જ પેલી બુઢી દાસીના જેવો જવાબ દીધો. તે સાંભળી, સત્યાનાશ થવા બેઠું છે એમ માની લઇ, રમા જઇને ખાટલામાં પડી અને બાળકને ગોદમાં ચાંપી સુતી સુતી રડવા લાગી.

# પ્રકરણ ૩ જું

આ તરફ તોરાબખાંને ખબર પડી કે સીતારામ મહમદપુરમાં નથી, દિલ્લી ગયો છે. મહમદપુરને આગ લગાડી ખેદાનમેદાન કરવાનો આ ઠીક લાગ હાથ આવ્યો છે, એમ સમજી તે લશ્કર સહિત મહમદપુરને રસ્તે નીકળી પડયો.

એ સમાચાર મહમદપુર પહોંચ્યા. શહેરમાં જબરી દોડધામ મચી. થાળી, વાડકા, પેટી, પેટારા, ગાંસડાં, પોટલાં લઇને નગરવાસીઓ, કોઇ માશીને ઘેર, કોઇ ફોઇને ઘેર, કોઈ દાદાને ઘેર, કોઇ મામાને ઘેર, કોઇ સસરાને ઘેર, કોઇ જમાઇને ઘેર, તો કોઇ બનેવીને ઘેર, એમ જેને જ્યાં ફાવ્યું ત્યાં, સહકુટુંબ જઇને ભરાઇ બેઠાં. દુકાનદાર દુકાન ઉઠાવીને, શરાફ ઉઘરાણીપાઘરાણી ભેગી કરીને, આડતિયાઓ આડતનો માલ વેચીસાટીને અને કારીગરો પોતાનાં ઓજારો માથે મુકીને ત્યાંથી નાસવા લાગ્યા. નાસભાગની મોટી ધમાલ થઇ રહી.

કોટવાલ ગંગારામ દાસે ચંદ્રચૂડ પાસે જઇ સલાહ માગી, "કહો, મહારાજ, શું કરવું છે? શહેરમાંથી લોક ભાગી જાય છે."

ચંદ્રચૂડે જવાબ દીધો, "બાઇબાવરાં, બાળકો, વૃદ્ધ, વગેરે જેમને જવું હોય તેમને જવા દેવાં, અટકાવવાં નહિ. તેમના જતા રહેવાથી તો ઉલટો લાભ છે. ન કરે નારાયણ ને તોરાબખાં આવી શહેરને ઘેરો ઘાલે તો ખાવાપીવાવાળાં માણસો જેટલાં ઓછાં હોય તેટલાં સારાં—જે બે ચાર માસ વધારે નીકળ્યા તે ખરા. પરંતુ, જેમને યુદ્ધની તાલીમ આપવામાં આવી છે, તેઓમાંના એક પણ માણસને જવા દેશો નહિ—કોઇ જવા કરે તો તેને ગોળીથી ઠાર કરવાનો હૂકમ આપવો. એક પણ

હથિયાર શહેર બહાર જવા દેવું નહિ, તેમજ એક મુઠ્ઠી પણ અનાજ કોઇ લઇ નહિ જાય, તેની કાળજી રાખવી."

સેનાપતિ મૃણમયરાય ચંદ્રચૂડ મહારાજની સલાહ પૂછવા આવ્યો. તે બોલ્યો, "અહીં પડ્યા પડ્યા માર શા માટે ખાવો? જ્યારે તોરાબખાં અહીં આવવા જ નીકળ્યો છે, ત્યારે સામો જઇ અર્ધે રસ્તે તેનો ખુરદો કરી આવું તો કેમ?"

ચંદ્રચૂડે જવાબ દીધો, "આ મોટી નદીની ઓથ શા માટે છોડવી? અર્ધે રસ્તે લડવા જતાં તમે કદાચ હારી જાઓ, તો અમારે ઉભા રહેવાનું ઠેકાણું રહેશે નહિં. તેને બદલે જો નદીને આ પાર તોપો ગોઠવી દઇ મોરચા બાંધી તમે ઉભા રહો, તો કોની મગદૂર છે કે નદી ઓળંગી શકે? આ નદી ઓળગવી, એ બચ્ચાંની રમત નથી. કઇ જગાએ નદી ઉતરી આવવાનો પ્રયત્ન થાય છે, તેની તપાસ રાખો. લશ્કર લઇને ત્યાં જજો, એટલે મુસલમાનો આ પાર આવી શકશે નહિ. બધું તૈયાર રાખજો, પરંતુ મને પૂછ્યા વિના નીકળી પડતા ના."

ચંદ્રચૂડ જાસૂસના પાછા ફરવાની રાહ જોતો હતો. તે આવી જાય તો ખબર પડે કે તોરાબખાં કયારે કયે રસ્તે થઇને આવે છે. એ જાણ્યા પછી તે પોતાના પલાન ઘડવાનો હતો.

અંતઃપુરમાં પણ ખબર પહોંચી ગઇ કે તોરાબખાં મહમદપુર લૂટવા આવે છે. અંતઃપુરમાં બહારની નાની વાતને મોટું રૂપ આપવાનો રિવાજ પડી ગયો હતો. બહારના લોક "આવે છે" એનો અર્થ "નીકળવાની તૈયારીમાં છે," એવો કરતા હતા; અંતઃપુરમાં "આવે છે" એનો અર્થ "આ આવી પહોંચ્યો," એવો કરવામાં આવ્યો. તે ઉપરથી ત્યાં રડારોળની ધૂમ મચી રહી. નંદાને કામકાજ વધી ગયું—તે એકલી કેટલાને સમજાવે, કેટલાને છાના રાખે? તેમાં રમાએ તો હદ કીધી—

જરા જરામાં તે બેભાન થઇ જવા લાગી. નંદા મનમાં વિચાર કરવા લાગી, "શોક મરી જાય તો છૂટકો થાય—પરંતુ સ્વામી અંતઃપુરનો ભાર મારે માથે નાંખી ગયા છે, એટલે મારા જીવના જોખમે પણ શોકને બચાવવી એ મારી ફરજ છે." કાજે જ બીજાં બધાં કામ પડતાં મુકી નંદા રમાની માવજત કરવા લાગી.

બીજી તરફ શહેરનાં બૈરાંઓ આવી નંદાને સલાહ આપવા મંડયાં, "બ્હેન, તમે એક કામ કરો—બધાંના પ્રાણની ભિક્ષા માગી લો. આપણે બંગાળી લોક, આપણને લડાઇ-ઝગડાનું શું કામ, બ્હેન? જીવતા રહીશું તો સૌ પાછું મળશે! સૌના પ્રાણ તમારા હાથમાં, બ્હેન, તમારૂં કલ્યાણ થાય—અમારી વાત માનો!"

તેમને ધીરજ આપતી નંદા બોલી, "ભો કેવો, બ્હેનો? મરદ લોક કરતાં તમે શું વધારે સમજો છો? તેઓ ખાત્રી આપે છે કે કંઇ ભો નથી, પછી બ્હીવાનું કંઇ કારણ? તેમને શું પોતાના જીવની દરકાર નહિ હોય—અરે, આપણા જીવની એ તેમને દરકાર નહિ હોય?"

આ બધી વાત સાંભળી રમાની મૂર્છા ઓછી થઈ. તે ઉઠીને બેઠી થઇ. કઇ વાતના વિચારથી તેના મનમાં ધીરજ આવી તે આગળ ઉપર કહું છું.

## પ્રકરણ ૪ શું

ગંગારામ નગરરક્ષક—કોટવાલ. રાતે "રોણુ" ફરવા ઉપર આજકાલ તેનું વિશેષ ધ્યાન. જે દિવસની વાત કહી, તે દહાડે રાતે ગુપ્તવેષે, પગે ચાલતો, એકલો, તે નગરચર્યા જોવા નીકળી પડયો હતો. રાતે ત્રીજે પહોરે થાકયોપાકયો તે ઘર તરફ પાછો ફરતો હતો, તેવામાં કોઇએ પાછળથી આવી તેનો ડગલો ખેંચ્યો.

ગંગારામે પાછા ફરી જોયું, એક બાઇ. અંધારી રાત, રસ્તામાં બીજું કોઇ નહોતું—કેવળ તે બાઇ એકલી. અંધારૂં છતાં સ્ત્રીનો આકાર, સ્ત્રીનો વેષ, એ માલમ પડયા, પરંતુ તે ઉપરાંત વિશેષ કંઇ માલમ પડયું નહિ. ગંગારામે પૂછ્યું, "કોણ છે રે?"

"હું કોણ છું," પેલી બાઇએ જવાબ દીધો, "તેની સાથે તમને લેવાદેવા નથી! બેહતર મને પૂછો કે 'તારે શું કામ છે!'"

અવાજ ઉપરથી ગંગારામને લાગ્યું કે બાઇ ઉમરે બહુ મોટી નહોતી, જોકે તે મોટે મોટે બોલતી હતી. તે બોલ્યો, "એ વાત પછી. પહેલાં તો કહે, તું બાઇ માણસ, આવડી રાતે રસ્તામાં એકલી કેમ રખડે છે?"

"આવડી રાતે રસ્તામાં એકલી હું બીજું કશું કરતી નથી—ફક્ત તમારી જ શોધ કરૂં છું."

"જૂઠી વાત. પહેલાં તો હું કોણ છું તે જ તું જાણતી નથી."

"હું જાણું છું કે તમે શ્રીયુત્ ગંગારામ દાસ, કોટવાલ સાહેબ!"

"ઠીક, તું જાણતી હોય એમ જણાય છે. પણ હું આ ઠેકાણે જ મળીશ, એમ તેં કેમ જાણ્યું? આ સ્થળે આ વખતે હોઇશ, એ હું

પોતે પણ જાણતો નહોતો."

"ઘણો વખત થયો તમને શોધતી હું ગળીએ ગળીએ રખડું છું. તમારે ઘેર પણ તપાસ કરી આવી છું."

"શા માટે?"

"એ જ સવાલ તમારે પહેલેથી પૂછવો જોઈતો હતો. એક કામ કરવાનું તમે સાહસ કરી શકશો?"

"શું?"

"હું તમને જ્યાં તેડી જાઉં ત્યાં અત્યારે જ આવી શકશો?"

"ક્યાં?"

"તે હું તમને કહીશ નહિ. તમારે ફરીથી પૂછવાની તસ્દી પણ લેવી નહિ. બોલો, છે હિંમત?"

"તે નહિ કહેવું હોય, તો રહ્યું. બીજા એક બે સવાલ પૂછું તેના જવાબ દે. તારૂં નામ શું? તું કોણ છે? શું કરવા માગે છે? અથવા, મારી પાસે શું કરાવવા માગે છે?"

"મારૂં નામ મુરલા—એથી વિશેષ હું કંઇ કહીશ નહિ. મારી સાથે આવવાની હિંમત નહિ હોય, તો ના આવતા, પરંતુ જો તમારામાં એટલી એ હિંમત નહિ હોય, તો તમે મુસલમાનોના હાથમાંથી શહેરનો બચાવ કેવી રીતે કરશો? જ્યાં હું બાઇ માણસ જવાની હિંમત કરૂં, ત્યાં, આટલા બધા સવાલ પૂછ્યા વગર, જવાની તમારી કોટવાલ જેવા કોટવાલની, છાતી નથી ચાલતી?"

કાજે જ ગંગારામને મુરલા સાથે જવું પડયું. આગળ મુરલા ચાલતી હતી, પાછળ ગંગારામ. થોડે દૂર ગયા એટલે સામે જ ગંગારામને રાજમહેલ નજરે પડયો. તે બોલ્યો, "તું તો રાજમહેલમાં તેડી જાય છે."

"ત્યાં આવવાને તમને વાંધો છે?"

"સદર દરવાજે થઇને જવાને વાંધો નથી. આ તો ખડકી. અંતઃપુરમાં જવાનું છે કે શું?"

"છાતી નથી ચાલતી?"

"ના, મારાથી એ સાહસ નહિ થાય. એ મારા માલિકનું અંતઃપુર. હુકમ વગર મારાથી અંદર જવાય નહિ."

"કોનો હુકમ જોઇએ છે?"

"રાજાનો."

"તે તો ઘેર નથી. રાણીનો હુકમ ચાલશે?"

"ચાલશે."

"ચાલો ત્યારે, હું તમને રાણીનો હુકમ સંભળાવું."

"પહેરેગીર તને જવા દેશે?"

"હા."

"પણ ઓળખાણ વગર મને નહિ જવા દે. આ વેષે ઓળખાણ આપવાની મારી ઇચ્છા નથી."

"ઓળખાણ આપવાની જરૂર નથી, હું તમને મારી સાથે તેડી જાઉં છું."

દરવાજા ઉપર પહેરેગીર ઉભો હતો. તેની પાસે જઇ મુરલાએ પૂછ્યું, "કેમ, પાંડે મહારાજ, દરવાજો તો ખુલ્લો છે ને?"

"હા, ખુલ્લો છે," પાંડે મહારાજે જવાબ દીધો. પછી ગંગારામને જોઇને તેણે પૂછ્યું, "આ કોણ છે?"

"મારો ભાઇ," મુરલાએ જવાબ દીધો.

"મરદથી અંદર નહિ જવાય. હુકમ નથી."

"જા, જા, મુઆ હુકમવાળા!" મુરલા ધાંધળધરપચ્ચ કરતી બોલી,

“ તારે વળી કોનો હૂકમ જોઇએ ? મારો હૂકમ છોડી બીજા કોનો હૂકમ લેવા નીકળ્યો છે ? ઝાડુ મારી તારી દાઢી સાફ કરી નાંખીશ, ખબર છે ? ”

પહેરેગીર અકડી ગયો, ફરી કંઇ બોલ્યો નહિ. ગંગારામને લઇ મુરલા મહેલમાં દાખલ થઇ અને માળે ચઢી. ત્યાં એક ઓરડો દેખાડી તેણે ગંગારામને કહ્યું, “ અંદર જાઓ. હું બહાર બેસું છું, મારૂં ત્યાં કામ નથી.”

કૌતુહલવશ થઇ ગંગારામ ઓરડામાં દાખલ થયો. ઓરડો બહુ કીમતી ચીજોથી ઘણો સરસ શણગારેલો હતો. ચાંદીના પલંગ ઉપર એક સ્ત્રી બેઠી હતી—ઝગઝગીત બત્તીઓનાં શીતળ કિરણો તેના મોં ઉપર પડયાં હતાં. તે પોતે નીચી મુંડીએ ચિંતામાં નિમગ્ન થઇ ગઇ હતી. બીજું કોઇ ત્યાં નહોતું. ગંગારામને લાગ્યું કે આવી સુંદરી પૃથ્વીમાં જન્મી નહિ હોય. તે રમા હતી.

---

## પ્રકરણ ૫ મું

ગંગારામ કોઇ દહાડો સીતારામના અંતઃપુરમાં ગયો નહોતો, તેણે રમાને કોઇ દહાડો દીઠી નહોતી. તો પણ ઓરડાના અમૂલ્ય શણગાર ઉપરથી તે સમજી ગયો કે પોતે બેમાંની એક રાણીની હાજરીમાં હતો. નંદા કરતાં રમાના સૌંદર્યની ખ્યાતિ વધારે હતી—આ રાણીનું રૂપ જોઇ ગંગારામે નક્કી કર્યું કે એ નાની રાણી રમા જ હોવી જોઇએ. આ અનુમાન ઉપર [illegible]ો, “મહારાણી, મને કેમ બોલાવવો પડયો ? ”

રમાએ ઉઠી ગંગારામને પ્રણામ કર્યાં. અને કહ્યું, "તમે મારા વડીલ, મારા મોટા ભાઇ; તમને જેવી શ્રી, તેવી હું, એમ સમજી મેં તમને હમણાં કુવખતે બોલાવ્યા છે, તેથી તમારા મનમાં કંઇ ખોટું લાવતા ના."

"જે વખતે આજ્ઞા કરો, તે વખતે આવવાને હું બંધાયલો છું—આપ માલિક—"

"મુરલા કહેતી હતી કે જાહેર રીતે આવવાનું સાહસ તમે નહિ કરો. તે બીજું પણ કહેતી હતી—કાળમુખી ગમે તેમ લવારો કરી ગઇ, તમને તેની શું વાત કહું? મોટા ભાઇ, મને ઘણો ડર લાગે છે, તેથી મેં આ અવિચારી પગલું ભર્યું છે. તમે મારી રક્ષા કરો." કહેતાં કહેતાં રમા રડી પડી.

તેને રડતી જોઇ ગંગારામને દુઃખ થયું. તે બોલ્યો, "શું થયું છે? શું કામ છે?"

"શું થયું છે? તમને ખબર નથી કે મુસલમાનો મહમદપુર લૂટવા આવે છે—આપણાં બધાંના ખુન કરી શહેર બાળી મુકી જતા રહેશે?

"આપને આવી રીતે કોણે બ્હીવડાવી માર્યાં? મુસલમાનો આવી શહેર બાળી જશે, ત્યારે—ત્યારે અમે શું અહીં ઘાસ કાપવા રહ્યા છીએ કે? અમે આપનું નિમક ખાઇએ છીએ, તે શા માટે?"

"તમે મરદ લોક, તમારી હિંમત જબરી—તમે લાંબો વિચાર કરો નહિ, ધારો કે તમે બચાવી નહિ શકયા, તો શું થશે?"

રમાએ ફરીથી રડવાનો આરંભ કર્યો.

"પણ અમારાથી બનશે તેટલી મહેનત કરી આપનું રક્ષણ કરીશું. નચિંત રહો."

"ધારો કે તેમાં ફતેહમંદ નહિ થાઓ, તો?"

"તો જીવ આપશું."

"શા માટે? મારી વાત સાંભળો. આજે સૌ કોઇ મોટી રાણીને કહેતાં હતાં કે મુસલમાનોને આદરમાન સહિત બોલાવી લાવી શહેર તેમને સોંપી દો—આપણાં બધાંની પ્રાણભિક્ષા માગી લો. મોટી રાણીએ એ વાત કાને લીધી નહિ—તેની સૂધબૂધ ઠેકાણે લાગતી નથી. માટે જ મેં તમને બોલાવી મંગાવ્યા. તમારાથી કંઇ થાય એમ છે?"

"શું કરૂં, કહો?"

"આ મારાં ઘરેણાંગાંઠાં છે, બધાં લઇ લો. વળી મારી પાસે જે કંઇ પૈસાટકા છે તે પણ તમને આપું છું, બધા લઇ લો. કોઇને પણ કહ્યા વગર તમે છાનામાના મુસલમાનો પાસે જાઓ. જઇને કહો કે 'અમે રાજ્ય છોડી દઇએ છીએ, તમારે પણ કોઇને જીવથી મારવા નહિ—ફક્ત એટલું કબૂલ કરો.' જો તેઓ કબૂલ કરે, તો શહેર તમારા હાથમાં છે—તમે તેમને છાનામાના લાવી કિલ્લામાં દાખલ કરી દેજો. બધાં બચી જઇશું."

ગંગારામ થરથર ધ્રુજી ઉઠયો. તે બોલ્યો, "મહારાણી, મારી પાસે બોલ્યાં તો બોલ્યાં, પણ બીજા કોઇ આગળ આવી વાત કરશો નહિ. મરી જાઉં તો એ હું આ કામ નહિ કરૂં. અને જો કોઇ એવું કામ કરતો માલમ પડશે, તો મારે પોતાને હાથે તેનું માથું ઉડાવી દઇશ."

રમાને જે થોડી ઘણી આશા હતી તે જતી રહી. મોટેથી રડતી રડતી તે બોલી, "ત્યારે મારા બાળકના શા હાલ થશે?"

ગંગારામ ગભરાઇ ગયો અને બોલ્યો, "ચૂપ રહો! આપનું રૂદન સાંભળી જો કોઇ અહીં આવી લાગશે, તો આપણું બેઉનું બૂરૂં થશે. આપના બાળકને માટે જ આપને આટલી બધી બ્હીક લાગતી હોય, તો તેનો કંઇ ઉપાય હું કરીશ. અહીંથી બીજી કોઇ જગાએ જઇ રહેવાને આપ રાજી છો?"

" મારે પિયેર લઇ જવાનું બની શકતું હોય, તો ત્યાં જવા હું રાજી છું. પણ, મોટી રાણી જવા કેમ દેશે? મંત્રી મહારાજ પણ કેમ જવા દેશે?"

"તો તો છાનામાના જવું પડશે. હમણાં ને હમણાં જવાની જરૂર નથી. જો કંઇ પણ ધાસ્તી જેવું જણાશે, તો તરત હું આવીને આપને લઇ જઇશ અને ત્યાં મુકી આવીશ."

મને કેવી રીતે ખબર પડશે?"

"મુરલા મારફત ખબર કાઢતા રહેજો. પરતું મુરલા મારી પાસે આવે તેની કોઇને ખબર પડવી નહિ જોઇએ."

નિશાસો નાંખી રડતી રડતી રમા બોલી, " તમે મારો જીવ બચાવશો તો હું હમેશને માટે તમારી દાસી થઇને રહીશ. દેવતાઓ તમારૂં કલ્યાણ કરજો." એમ કહી તેણે ગંગારામને વિદાય કર્યો. મુરલા ગંગારામને મહેલમાંથી બહાર મુકી આવી.

બેઉના પેટમાં પાપ નહોતું, તો પણ બેઉએ ઘણી ગંભીર ભૂલ કરી હતી. રમા અને ગંગારામ બેઉ તે સમજ્યાં. ગંગારામે મન મનાવ્યું, " મારો શું દોષ?" રમાએ દિલાસો લીધો, " ત્યારે શું કરૂં—મુસલમાનને હાથે વગરફોકટ મરૂં?" સંતોષ થયો એક માત્ર મુરલાને.

ગંગારામને તેવી આંખ હોત, તો બાતેનમાં સંતાઇને વળી એક જણ કામ કરી રહ્યો હતો તેને તે જોઇ શકતે—તે માનવી નહોતો—ગંગારામ જોઇ શકતે કે

दक्षिणापांगनिविष्टमुष्टिम्
नतांसमाकुंचितसव्यपादम् ।
चक्रीकृतचारुचापम्
प्रहर्तुमभ्युद्यतमात्मयोनिम् ॥

આ તરફ વાદીના મનમાં જે હતું તે જ વિધિના મનમાં પણ હતું. ચંદ્રચૂડ મહારાજે જાસૂસ મારફત તોરાબખાંને કહેવડાવ્યું, "કિલ્લા, દારૂગોળા, વગેરે સહિત રાજ્ય તમને વેચાતું આપું—કેટલા રૂપીઆ આપશો? લડાઇનું શું કામ? પૈસા આપી લઇ લો ને?"

ચંદ્રચૂડે મૃણ્મયને અને ગંગારામને એ વાત જણાવી. ક્રોધે ભરાઇ, ડોળા કાઢી, મૃણ્મય બોલ્યો, "હેં! આવી વિપરિત વાત છે કે?"

ચંદ્રચૂડે કહ્યું, "અરે મૂર્ખ! કંઈ અક્કલ છે કે નહિ? ભાવતાલ નક્કી કરતાં કરતાં બીજા બે મહિના સહેજે નીકળી જશે. તેટલા વખતમાં તો રાજા આવી પહોંચશે."

ગંગારામે શું ધાર્યું, તે કહી શકતો નથી. તે કંઇ જ બોલ્યો નહિ.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

તે દિવસે ગંગારામનું ચિત્ત બીજા કામકાજ ઉપર ચોંટયું નહિ. રમાનો ચહેરો બહુ ખુબસુરત હતો. કેવો સુંદર પ્રકાશ તેની ઉપર પડયો હતો! એ વાતનો વિચાર કરવામાં જ ગંગારામનો દહાડો ગયો. શું બત્તીના ઉજાસને લીધે રમાનું મોં આટલું બધું મનોહર દેખાયું હશે? તેમ જ હોય તો માણસ બત્તી સળગાવી રાતદિવસ તેના ઉજાસમાં બેસી રહેતો કેમ નથી? કેવા સરસ ગુચ્છાંવાળાં કાળા ભમર જેવાં જુલફાં! કેવો ગોરો ગોરો રંગ! કેવાં કમાનદાર ભવાં! કેવી કામણગારી આંખો! હોઠ કેવા સરસ—જેવા રંગીન તેવા જ પાતળા! શું સરસ ઘાટઘાટમ! આ બધાંમાંથી ગંગારામ શાનો વિચાર કરે, શું પડતું

મુકે? બધું જ જાણે દેવીદુર્લભ! ગંગારામ વિચાર કરવા લાગ્યો, "માનવીમાં આટલું બધું સૌંદર્ય હોય એ ખબર નહોતી. આજે જે જોયું, તેથી જાણે મારો જન્મ સાર્થક થયો. તેનું જ ધ્યાન ધરતો ધરતો જે થોડાં વર્ષ જીવતો રહીશ, તે હું સુખમાં કાઢી શકીશ."

અરે ગધેડા, એમ તે કંઇ બને? એક વાર જોઇ આમ થયું, એટલે ફરી એક વાર જોવાનું મન થાય. બપોરે ગંગારામ વિચાર કરતો હતો કે "આજે જે જોયું, તેનું જ ધ્યાન ધરતો ધરતો જે થોડાં વર્ષ જીવતો રહીશ, તે હું સુખમાં કાઢી શકીશ." પરંતુ સાંજે તેને વિચાર થયો, "શું એક વાર ફરીથી જોવાનું નહિ બને?" બે ચાર ઘડી રાત ગઇ એટલે ગંગારામને વિચાર થયો, "આજે મુરલા પાછી નહિ આવશે?" એક પહોર રાત વીત્યા બાદ મુરલાએ તેને એક એકાંત જગાંમાં ગિરફતાર કર્યો.

"શું ખબર?" ગંગારામે પૂછ્યું.

"તમારી શું ખબર?" મુરલાએ સામો સવાલ પૂછ્યો.

"શાની ખબર જોઇએ છે?"

"પિયેર લઇ જવાની."

"હું ધારૂં છું કે તેની જરૂર પડશે નહિ. રાજ્યરક્ષણ થશે."

"કેમ જાણ્યું?"

"તે કંઇ તને કહેવાય?"

"ત્યારે હું જઇને એ પ્રમાણે કહું?"

"હા."

"કદાચ મને પાછી મોકલે, તો?"

"કાલે જે ઠેકાણે તેં મને ધર્યો હતો, તે જ ઠેકાણે આજે પણ મારો મેળાપ થશે."

મુરલાએ જઇને રાણીને સમાચાર કહ્યા. ગંગારામે કોઇ વાતની ચોખવટ કરી નહોતી, એટલે રમા પણ કશું સમજી શકી નહિ. સમજ પડી નહિ, તેથી પાછી બેચેન થઇ. મુરલાએ ગંગારામને ફરીથી પકડી રાતે ત્રીજા પહોરે રમાના ઓરડામાં લઇ જઇ ખડો કરી દીધો. તે જ પહેરેગીર ત્યાં તે જ જગાએ 'ડ્યુટિ' ઉપર હતો—આ વેળા પણ ગંગારામ મુરલાનો ભાઇ બની પહેરો વટાવી અંદર ગયો હતો.

રમાની હાજરીમાં ગંગારામ અગડંબગડં કંઇ બોલી ગયો, જે તે પોતે જ સમજી શક્યો નહિ—રમા તો ક્યાંથી સમજે? અસલ વાત એ હતી કે અત્યારે ગંગારામના ધડ ઉપર માથું નહોતું. પેલો ધનુર્ધર દેવ ફુલનાં બાણ મારી તેનું માથું ઉડાવી લઇ ગયો હતો. તેની બે આંખો માત્ર રહી હતી—ગંગારામે પેટ ભરી જોઇ લીધું, તોપણ તે ધરાયો નહિ.

ચંદ્રચૂડ મહારાજની યોજના—તેના કાવાદાવા—રમા આગળ જાહેર નહિ કરી દેવા જેટલી જ માત્ર સૂધબૂધ અત્યારે ગંગારામને રહી હતી. ખરૂં જોતાં તો કોઇ વાત જાહેર કરવાના હેતુથી તે ત્યાં આવ્યો નહોતો—કેવળ રમાનાં દર્શન કરવા માટે જ આવ્યો હતો. દર્શન કરી, દક્ષિણા તરીકે પોતાનું ચિત્ત રમાંને સોંપી, તે ચાલ્યો ગયો. આ વખતે પણ મુરલા તેને મહેલમાંથી બહાર મૂકવા ગઇ. જતાં જતાં મુરલાએ ગંગારામને પૂછ્યું, "પાછા આવશો કે?"

"શા માટે?"

"મને લાગે છે કે તમે પાછા આવશો!"

આંખ મીચી ગંગારામે કીચડવાળા રસ્તામાં પગ મૂક્યો હતો—તેણે કશો જવાબ દીધો નહિ.

પેલી તરફ ચંદ્રચૂડની દરખાસ્તના જવાબમાં તોરાબખાંએ સંદેશો

મોકલ્યો, "જો જુજબાજ રકમ લઇ મુલક છોડી દેતા હો, તો પૈસા આપવા રાજી છું. પરંતુ સીતારામને પકડીને અમને સોંપવો પડશે."

ચંદ્રચૂડે જવાબ મોકલ્યો, "સીતારામને પકડી દઇશ, પરંતુ થોડે પૈસે કામ થશે નહિ."

તોરાબખાંએ પૂછાવ્યું, "કેટલા રૂપીઆ જોઇએ છે?"

ચંદ્રચૂડે મોટી રકમ માગી. તોરાબખાંએ નાની રકમ આપવા કહી. ચંદ્રચૂડે કંઇક ઓછું કર્યું, તોરાબખાં કંઇક વધ્યો. આવી રીતે ચંદ્રચૂડ મુસલમાનને ઉડાવવા—ભૂલાવામાં નાંખવા—લાગ્યો.

---

## પ્રકરણ ૭ મું

કાળમુખી મુરલાએ કહ્યું હતું, તે જ બન્યું. ગંગારામ ફરીથી રમા પાસે ગયો. કારણ, ગંગારામથી જયા વગર રહેવાય તેમ નહોતું. રમા તેને બોલાવતી નહોતી, તો જોકે તે મુરલાને વારંવાર ખબર કાઢવા તેની પાસે મોકલતી હતી. પરંતુ ગંગારામ મુરલાને દાદ દેતો નહોતો. "તારો ભરોસો નહિ. એ બધી ખાનગી વાત તને કેમ કહેવાય? એકાદ દહાડો આવીને હું પોતે જ કહી જઇશ." એવા એવા જવાબ આપી તે મુરલાને ઉડાવતો હતો, એટલે રમાએ તેને ફરીથી બોલાવી મંગાવ્યો—મુસલમાનો ક્યારે આવશે તે જાણવા રમાનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો—ધારો કે તેઓ એકાદ દિવસ બપોરે જમવાખાવાને વખતે ઓચિંતા આવી બાવી ચઢ્યા તો?

આમ ગંગારામને ફરીથી જવાનો લાગ મળ્યો. આ વખત ગંગા-

રામ ધીરજ દેવાને બદલે સામો ભય દેખાડતો ગયો—બીજું નોતરૂં આવે એવો રસ્તો કરતો ગયો. પોતાના મનની વાત રમા આગળ કહેવા જેટલી તેનામાં હિંમત નહોતી—સરળ રમા તેના મનની વાત અણુમાત્ર પણ કળી શકી નહોતી. પણ ગંગારામ પ્રેમની વાતો કરવાના ઇરાદાથી ત્યાં જવા આવવાની ચેષ્ટા કરતો નહોતો. તે જાણતો હતો કે તે રસ્તો બંધ હતો. માત્ર રમાને જોવાને, તેની સાથે બીજીત્રીજી વાતચીતનો લહાવો લેવાને ખાતર જ, તેણે આવજા શરૂ કરી હતી.

એ કંઈ પ્રેમ કહેવાય નહિ—તેમ હોત તો જેથી રમાના દુઃખમાં વધારો થાય તેવો ભય ગંગારામ તેને કદી દેખાડી જતે નહિ. એ તો એક જાતની નીચમાં નીચ મનોવૃત્તિ હતી—જેના હૃદયમાં એ પ્રવેશ કરે તેનું સત્યાનાશ કર્યા વગર છોડે નહિ. આ પુસ્તકમાં જ એનું પ્રમાણ છે.

ગંગારામે ભય દેખાડયો તે જ વખતે રમાને પિયેર જવાનું મન થયું હતું, પરંતુ " આજે નહિ, કાલે," એમ કહી ગંગારામ ચાલી ગયો હતો. આ આજકાલવાદમાં પડી રમાએ તેને પાછું નોતરૂં મોકલ્યું. ગંગારામ પાછો આવ્યો. આવી રીતે ચાલવા લાગ્યું.

" માછલી પકડું, પણ પાણીને જરા યુ અડું નહિ, " એમ કંઇ બને? ગંગારામ રમાને જાહેર રીતે પચાસ વખત મળ્યો હોત, તો તેમાં કોઇ જાતનો દોષ નહોતો. કારણ કે રમાનું મન બહુ સાફ—પવિત્ર હતું. પરંતુ આમ બ્હીતાં બ્હીતાં, તદ્દન છાનામાના, રાતે ત્રીજા પંહોરે મળવું, એ ઠીક નહોતું. એનું પરિણામ બીજું કંઇ આવે કે ન આવે, તો પણ નાજનખરાં, ખુલ્લી વાતચીતમાં અસાવધાનતા અને એકબીજાના મનનો મેળ, એમાં કદાચ અતેરૂં થઇ જાય. તેમ થયું નહોતું, એમ પણ નહોતું. પહેલાં પહેલાં રમાના ધ્યાનમાં એ વાત આવી નહોતી. પણ સુરલાની એક વાત તેને કાને દેવવાણી જેવી લાગી.

એક દહાડો પાંડે પહેરેગીરને મુરલા સાથે એ વિષે કંઇક વાત થઇ. પાંડેએં પૂછ્યું, "તુમારા ભાઇ હમેશા રાતકો ભિતરમેં આયા જાયા કરતા હૈ કાહેકો?"

"તેમાં તારા બાપનું શું ગયું, પાજી? ઝાડુનો ભય નથી?"

"ભય તો હૈ, લેકિન જાનકા ભી ડર હૈ,"

"તારે વળી બીજો પણ જાન છે કે? હું જ તારો જાન!"

"તુમ છોડનેસેં મરેંગે નહિ, લેકિન જાન છોડનેસેં સબ આંધિયારા હો જાયગા. તુમારા ભાઇકો હમ ઓર છોડેંગે નહિ."

"તો ના છોડતો, મુઆ, હું તને છોડીશ. બોલ શું કહે છે?"

"દેખો, વહ આદમી તુમારા ભાઇ નહિ, કોઇ બડે આદમી હોગા. ઉસ્કા હિંયા કયા કામ, હમકો કુછ માલૂમ નહિ. માલુમ હોને ભી કુછ જરૂરી નહિ. કયા જાને વહ અંદરકી ખબરદારીકે લિયે આતાજાતા હૈ! તો ભી, જબ પુષિદા હોકે આતે જાતે, તબ હમ લોગકો કુછ મીલના ચાહિયે. તુમકો કુછ મીલા હોગા—આધા હમકો દે દેઓ, હમ કુછ નહિ બોલેંગે."

"તેણે મને કંઇ આપ્યું નથી. આપશે ત્યારે આપીશ."

"આધો કરકે લે લેઓ."

મુરલાને લાગ્યું કે એ વાત પણ ઠીક છે. તેને રાણી પાસેથી દાગીના, કપડાં વગેરે મળ્યાં હતાં, પણ ગંગારામ પાસેથી કંઇ મળ્યું નહોતું. તેથી અક્કલ દોડાવી તેણે પાંડેને કહ્યું, "હવે જ્યારે તે આવે ત્યારે તું તેને અટકાવજે. હું ના કહું તો પણ અટકાવજે. એમ કરશે, તો કંઇ મળશે."

તે પછી જ્યારે ગંગારામ મહેલની મુલાકાતે આવ્યો, ત્યારે પાંડેએ તેને રોક્યો. મુરલાએ ઘણી માથાઝીક કીધી, કાલાવાલા કર્યા, તો

એ કંઇ વળ્યું નહિ. ગંગારામે પોતે પાંડે પાસે છતા થવું કે કેમ, તે વિષે મુરલાની સલાહ પૂછી—કોટવાલ સાહેબ છે એમ જાણી કદાચ પહેરેગીર વાંધો નહિ લે. મુરલાએ કહ્યું, "વાંધો નહિ લેશે, પણ લોકો પાસે વાત કરશે. મારો ભાઇ આવજા કરે છે એવી વાત ફેલાશે, તો તેનો બધો દોષ મારે માથે આવશે."

"ખરું છે," કહી ગંગારામે એ વાત માની લીધી. પહેરેગીરને ઠાર કરી અંદર જવાનું તેને મન થયું, પણ તેમ કરતાં તો ઉલટી ગરબડ વધી પડે, અને કદાચ આ રસ્તો સદાબરો બંધ થઇ જાય, એમ સમજી તે અટકી ગયો. કોઇ પણ ઉપાયે પાંડેએ તેને અંદર જવા દીધો નહિ, એટલે તે રાતે તેને પાછા જવું પડ્યું.

તે દહાડે મુરલાને એકલી આવેલી જોઇ રાણીએ પૂછ્યું, "કેમ. આજે કોટવાલ નથી આવ્યા?"

"તે તો આવ્યા હતા, પણ પહેરેગીરે તેમને રોકયા," મુરલાએ જવાબ દીધો.

"રોજ આવવા દે, આજે કેમ રોકયા?"

"તેના મનમાં કંઇ વ્હેમ ભરાયો છે."

"શાનો વ્હેમ?"

"આપને તે જાણીને શું કરવું છે? તે બધું આપને કહેવા જેવું નથી. તેને કંઇ આપી રાજી રાખ્યો હોય, તો ઠીક."

જે અપવિત્ર હોય, તે પવિત્રને પણ પોતાના જેવા સમજી કામ કરે છે; તેઓ વિચાર કરતા નથી કે કોઇ બિચારા પવિત્ર માણસનું કામ બગડે છે. મુરલાની વાત સાંભળી રમાને શરીરે પરસેવો છૂટવા લાગ્યો. પરસેવે તરબોળ થઇ, ધ્રુંજતી ધ્રુજતી તે બેસી ગઇ. બેઠા પછી સૂઇ ગઇ, સૂઇને આંખ મીચી બેહોસ થઇ. રમાના મનમાં અનેક વિચાર

એક દિવસ પણ આવ્યો નહોતો. બીજું કોઇ હોત, તો તેના મનમાં આવતે, પરંતુ રમા બ્હીકથી એવી બેબાકળી બની ગઇ હતી, કે આ વાતનો તેને જરા એ ખ્યાલ રહ્યો નહોતો. હમણાં એ ખ્યાલ આવતાં તેની છાતી ઉપર જાણે વજ્રાઘાત થયો. તે સમજી ગઇ કે અંદરખાને ગમે તે હોય, બહાર તો આ જ વાત થવાની. વિચાર કરી જોતાં તેને લાગ્યું કે ભારી અપરાધ થયો છે. રમા જડબુદ્ધિ હતી, તો પણ બૈરાંઓમાં, ખાસ કરી હિંદુ બૈરાંઓમાં એવી એક બુદ્ધિ છે કે જેનો એક વાર ઉદય થતાં જ આ તમામ વાત તેમના મનમાં બિલોરી કાચ જેવી સ્વચ્છ થઇ જાય છે. જેટલી વાતચીત થઇ હતી તેટલી બધી યાદ કરી રમાએ જોયું—તે સમજી—કે ભારી અપરાધ થયો છે. પછી રમાએ વિચાર કર્યો, "ઝેર ખાઉં કે ગળે છરી ફેરવું?" ખૂબ વિચાર કરી તે એવા ઠરાવ ઉપર આવી કે "ગળે છરી ફેરવવી, એજ ઠીક." તેમ કરે તો પાપનો હિસાબ પતી જાય, મુસલમાનનો ભય પણ મટી જાય. પણ, ત્યારે બાળકનું શું થાય? એ સવાલનો રમાએ એવો તોડ કાઢયો કે સીતારામ આવી જાય પછી જ ગળે છરી ફેરવવી, સીતારામ બાળકનો જે તે બંદોબસ્ત કરી લેશે—જો તેટલો વખત મુસલમાન જીવતી રાખે તો. મુસલમાનના હાથમાંથી બચવાની નથી એ ચોક્કસ, માટે ગંગારામને હવે બોલાવવો નહિ, તેમ તેની પાસે માણસ પણ મોકલવું નહિ. આ ઠરાવ પ્રમાણે રમાએ ગંગારામને ફરી તેડાવ્યો નહિ, તેમ મુરલાને પણ તેને ત્યાં જવા દીધી નહિ.

મુરલા હવે આવતી નહોતી, રમા બોલાવતી નહોતી, તે જોઇ ગંગારામ બેચેન બન્યો. તેનાં આહારનિદ્રા બંધ થયાં. ગંગારામ મુરલાની શોધમાં રખડવા લાગ્યો. પરંતુ મુરલા રાજમહેલની દાસી, જ્યારે ત્યારે વાટે ને ઘાટે રખડવાની તેને મનાઇ હતી, ફક્ત રાણીના હુકમથી જ તે

ગંગારામને શોધવા બહાર નીકળી હતી. ગંગારામને મુરલાનો મેળાપ થયો નહિ. આખરે તેણે એક દૂતિ ખડી કરી તેને મુરલાને તેડી લાવવા મોકલી—રમા પાસે દૂતી મોકલવાની તેની છાતી ચાલી નહિ.

મુરલા આવી. તેણે પૂછ્યું, "કેમ બોલાવી?"

"હવે ખબર કાઢવા કેમ આવતી નથી?"

"આવું તો ય તમે ક્યાં ખબર આપો છો? મારો તો તમને ભરોસો નથી."

"તે ખરું, પણ હું જાતે આવીને તો કહી જતો હતો ને?"

"તેનું પરિણામ, ગરજ સરી કે વૈદ વેરી?"

"એટલે?"

"નાની રાણીને હવે આરામ થયો છે."

"શું રોગ હતો કે આરામ થયો છે?"

"શું રોગ હતો તે તમે નથી જાણતા?"

"ના."

"ઘેલછા."

"તે કેમ?"

"નહિ તો તમને કોઇ અંતઃપુરમાં બોલાવે?"

"કેમ? હું કોટવાલ!"

"તમે શું તેને લાયક?"

"ત્યારે હું કોને લાયક?"

"આ ફાટેલા પાલવને. પિયેર લઇ જવી હોય તો મને લ ઘણા દિવસથી માબાપને મળી નથી."

એમ કહી મુરલા હસતી હસતી ચાલી ગઇ. ગંગ મદદની આશા છોડી. પણ માણસને કંઇ એમ આશા છોડવી

એક દિવસ પણ આવ્યો નહોતો. બીજું કોઇ હોત, તો તેના મનમાં આવતે, પરંતુ રમા બ્હીકથી એવી બેબાકળી બની ગઇ હતી, કે આ વાતનો તેને જરા એ ખ્યાલ રહ્યો નહોતો. હમણાં એ ખ્યાલ આવતાં તેની છાતી ઉપર જાણે વજ્રાઘાત થયો. તે સમજી ગઇ કે અંદરખાને ગમે તે હોય, બહાર તો આ જ વાત થવાની. વિચાર કરી જોતાં તેને લાગ્યું કે ભારી અપરાધ થયો છે. રમા જડબુદ્ધિ હતી, તો પણ બૈરાંઓમાં, ખાસ કરી હિંદુ બૈરાંઓમાં એવી એક બુદ્ધિ છે કે જેનો એક વાર ઉદય થતાં જ આ તમામ વાત તેમના મનમાં બિલોરી કાચ જેવી સ્વચ્છ થઇ જાય છે. જેટલી વાતચીત થઇ હતી તેટલી બધી યાદ કરી રમાએ જોયું—તે સમજી—કે ભારી અપરાધ થયો છે. પછી રમાએ વિચાર કર્યો, "ઝેર ખાઉં કે ગળે છરી ફેરવું?" ખૂબ વિચાર કરી તે એવા ઠરાવ ઉપર આવી કે "ગળે છરી ફેરવવી, એજ ઠીક." તેમ કરે તો પાપનો હિસાબ પતી જાય, મુસલમાનનો ભય પણ મટી જાય. પણ, ત્યારે બાળકનું શું થાય? એ સવાલનો રમાએ એવો તોડ કાઢયો કે સીતારામ આવી જાય પછી જ ગળે છરી ફેરવવી, સીતારામ બાળકનો જે તે બંદોબસ્ત કરી લેશે—જો તેટલો વખત મુસલમાન જીવતી રાખે તો. મુસલમાનના હાથમાંથી બચવાની નથી એ ચોક્કસ, માટે ગંગારામને હવે બોલાવવો નહિ, તેમ તેની પાસે માણસ પણ મોકલવું નહિ. આ ઠરાવ પ્રમાણે રમાએ ગંગારામને ફરી તેડાવ્યો નહિ, તેમ મુરલાને પણ તેને ત્યાં જવા દીધી નહિ.

મુરલા હવે આવતી નહોતી, રમા બોલાવતી નહોતી, તે જોઇ ગંગારામ બેચેન બન્યો. તેનાં આહારનિદ્રા બંધ થયાં. ગંગારામ મુરલાની શોધમાં રખડવા લાગ્યો. પરંતુ મુરલા રાજમહેલની દાસી, જ્યારે ત્યારે વાટે ને ઘાટે રખડવાની તેને મનાઇ હતી, ફક્ત રાણીના હૂકમથીજ તે

ગંગારામને શોધવા બહાર નીકળી હતી. ગંગારામને મુરલાનો મેળાપ થયો નહિ. આખરે તેણે એક દૂતિ ખડી કરી તેને મુરલાને તેડી લાવવા મોકલી—રમા પાસે દૂતી મોકલવાની તેની છાતી ચાલી નહિ.

મુરલા આવી. તેણે પૂછ્યું, “કેમ બોલાવી?”

“હવે ખબર કાઢવા કેમ આવતી નથી?”

“આવું તો ય તમે ક્યાં ખબર આપો છો? મારો તો તમને ભરોસો નથી.”

“તે ખરૂં, પણ હું જાતે આવીને તો કહી જતો હતો ને?”

“તેનું પરિણામ, ગરજ સરી કે વૈદ વેરી?”

“એટલે?”

“નાની રાણીને હવે આરામ થયો છે.”

“શું રોગ હતો કે આરામ થયો છે?”

“શું રોગ હતો તે તમે નથી જાણતા?”

“ના.”

“ઘેલછા.”

“તે કેમ?”

“નહિ તો તમને કોઇ અંતઃપુરમાં બોલાવે?”

“કેમ? હું કોટવાલ!”

“તમે શું તેને લાયક?”

“ત્યારે હું કોને લાયક?”

“આ ફાટેલા પાલવને. પિયેર લઇ જવી હોય તો મને લઇ જાઓ. ઘણા દિવસથી માબાપને મળી નથી.”

એમ કહી મુરલા હસતી હસતી ચાલી ગઇ. ગંગારામે તેની મદદની આશા છોડી. પણ માણસને કંઇ એમ આશા છોડવી ગમે? જેનું

મન પાપ કરવા ઉપર જ લાગ્યું હોય તે પોતાનામાં પાપ કરવાની શક્તિ હોય ત્યાં સુધી આશા છોડતો નથી. "દુનિયામાં જેટલાં પાપ હોય તે બધાં કરવાં પડે તો એ કરીશ, પણ રમાને છોડીશ નહિં," એવો સંકલ્પ કરી કૃતઘ્ન ગંગારામ તે રાતે ઘરમાં બેઠો બેઠો રમા અને સીતારામનું નખ્ખોદ કેવી રીતે કાઢવું તેનો ઘાટ ઘડવા લાગ્યો.

---

## પ્રકરણ ૮ મું

લાંબા વખતના ગાળા પછી શ્રી અને જયંતી વિરૂપાતીરે લલિતગિરિની તળેટીમાં આવ્યાં છે. વાંચકને યાદ હશે કે મહાપુરૂષે તેમને પાછાં આવવાનું કહ્યું હતું. તે પ્રમાણે બેઉ જણી આવી પહોંચી હતી.

મહાપુરૂષે કેવળ જયંતીને જ મુલાકાત આપી—શ્રીને નહિ. જયંતી એકલી હસ્તિગુફામાં ગઇ. દરમ્યાન શ્રી વિરૂપાતીરે ફરવા લાગી, કેટલોક વખત આમ તેમ ફર્યા પછી તે પર્વતના શિખર ઉપર ચઢી, અને ત્યાં ચંદનના ઝાડ તળે બેઠી બેઠી. નીચે નદી કિનારે ખીણમાં એક તાડવન હતું, તેની અપૂર્વ શોભા નિહાળવા લાગી.

થોડો વાર રહીને જયંતી પાછી ફરી.

મહાપુરૂષની શી આજ્ઞા હતી તે જયંતીને પૂછવાને બદલે શ્રી બોલી, "પક્ષીઓનો કલરવ કેવો મધુર!"

"સ્વામીના કંઠસ્વર જેવો?"

"આ નદીના તરતર ગદગદ શબ્દ જેવો!"

"સ્વામીના કંઠસ્વર જેવો?"

"ઘણા દિવસ થયાં સ્વામીનો કંઠસ્વર સાંભળ્યો નથી, એટલે તે કેવો હતો તેનું હવે સ્મરણ નથી."

હાય, સીતારામ!

જયંતી તે જાણતી હતી—સ્મરણ કરાવવાને માટેજ જાણી જોઇને તેણે આ સવાલ પૂછ્યો હતો. તેણે કહ્યું, "ફરીથી સાંભળે તો આગળના જેવો જ મધુર લાગે કે નહિ?"

શ્રી ચુપ રહી. થોડી વાર પછી મોં ઉંચું કરી જયંતી તરફ જોઇ તેણે પૂછ્યું, "વારૂ, મહાત્માએ મારે સ્વામીના દર્શન કરવા જવું એવી આજ્ઞા આપી કે?"

"તારે જવું એટલું જ નહિ, પણ મનેયે તારી સાથે જવાની આજ્ઞા કીધી છે."

"કારણ?"

"તેમણે કહ્યું છે, શુભ થશે."

"મારે હવે શુભાશુભ, સુખદુઃખ, કેવાં, બ્હેન?"

"તારા સમજવામાં આવતું નથી, શ્રી? હજી પણ શું તને એ બધું સમજાવવું પડશે?"

"સમજાવો."

"તારા શુભાશુભનો સવાલ હોત તો મહાત્મા તને કોઇ જાતની આજ્ઞા કરતે નહિ—કોઇનો પોતાનો સ્વાર્થ સંધાય એવી આજ્ઞા તેઓ કદી કરતા નથી. આમાં તારૂં શુભાશુભ કંઇ નથી."

"સમજી—હું હમણાં જાઉં તો મારા સ્વામીનું શુભ થવાનો સંભવ છે, એમ જ કેની?"

"તેમણે જે કંઇ કહ્યું તે મોઘમમાં કહ્યું છે, ખુલાસાવાર કંઇ જ

કહ્યું નથી—આપણી સાથે ઝાઝી વાતચીત કરવા જેટલી તેમને ફુરસદ નથી. તોપણ તેમના કહેવાની આ જ મતલબ હોવી જોઇએ એમ મારૂં માનવું છે, અને આટલા દિવસ મારી પાસેથી તેં જે કંઇ શીખ્યું સાંભળ્યું, તે ઉપરથી તું પણ એ જ અનુમાન ઉપર આવશે એમ હું ધારૂં છું."

"પણ તારે મારી સાથે આવવાની શી જરૂર?"

"તે પણ તેમણે મને કહ્યું નથી. તેમની આજ્ઞા થઇ છે, માટે હું આવીશ. શું કામ નહિ આવું? તું જાય છે?"

"તે જ વિચાર કરૂં છું."

"વિચાર શા માટે કરે છે? 'પિયપ્રાણહંત્રી'વાળી પેલી વાત પાછી યાદ આવી છે કે શું?"

"ના. હવે તે વાતનો ડર નથી."

"ડર કેમ નથી, બોલ? તારી વાત સાંભળી લઇ તારી સાથે આવવું કે નહિ તે હું નક્કી કરૂં."

"કોણ કોને મારે બ્હેન? મારવાવાળો માલિક એક—જે મરવાના છે, તેમને તેણે મારી રાખ્યા છે. બધા જ મરવાના. મારે હાથે કે બીજાને હાથે 'તે' એક દિવસ મૃત્યુ પામશે. એટલું જ કહીશ કે હું જાણી જોઇને કોઇ દહાડો 'તેમની' હત્યા કરીશ નહિ; તો પણ જે સર્વનો કર્તાહર્તા છે, તેણે જ જો નિર્માણ કરી રાખ્યું હોય કે સંસારના દુઃખમાંથી 'તેમનો' છૂટકો મારે જ હાથે થશે, તો કોની તાકાત છે કે એ વાત મિથ્યા કરે? હું જંગલ જંગલ ભટકતી ફરૂં અથવા સમુદ્રપાર ચાલી જાઉં, તો એ મારે તેની આજ્ઞાને તાબે થવું પડશે ને પડશે જ. હું સાવધ રહી ધર્માનુસાર આચરણ રાખીશ—તેમ છતાં મારે હાથે 'તેમનું' અનિષ્ટ થાય, તો મને તેનું જરા એ સુખદુઃખ નથી!"

સીતારામ! સીતારામ! તું કોની પાછળ ભમતો ફરે છે?

જયંતી મનમાં ખૂબ રાજી થઈ. તેણે પૂછ્યું, "ત્યારે વિચાર શું કરતી હતી?"

"એ જ કે જાઉં તો કદાચ તે મને હવે છોડશે નહિ."

"જો તને કુંડળીના ફળનો ડર નહિ હોય, તો ભલે નહિ છોડે. તારે પણ ચાલી આવવાની શી જરૂર?"

"હું શું હજી એ રાજાને ડાબે પડખે બેસવાને લાયક છું કે?"

"એક હજારવાર. સુવર્ણરેખાની ધારે કે વૈતરણીને કિનારે જ્યારે મેં તને પહેલવહેલી જોઈ હતી ત્યારે હતું તે કરતાં આજે તારૂં રૂપ કેટલા ગણું વધ્યું છે, તે તું કશું જાણતી નથી."

"છિ:!"

"તારા ગુણ પણ કેટલા ગણા વધ્યા છે, તે યે તું જાણતી નથી. ગુણમાં તારી બરોબરી કરી શકે એવી રાણી આજે ક્યાં છે?"

"તું મારી વાત નહિ સમજી? મારી કહેવાની મતલબ એ હતી હતી કે જે શ્રીને પાછી બોલાવવાને તેણે બૂમાબૂમ કરી મુકી હતી, તે શ્રી આજે નથી—તારે હાથે તેનું મૃત્યુ થયું છે. આજે છે, કેવળ તારી શિષ્યા. તારી શિષ્યાને લઈને મહારાજાધિરાજ સીતારામ રાય સુખી થશે ખરા? અથવા, તારી શિષ્યા પોતે મહારાજાધિરાજને લઈને સુખી થશે? રાજરાણીગીરીની ફરજોને યોગ્ય તારી શિષ્યા નથી."

"મારી શિષ્યાને હવે સુખદુ:ખ નથી!" હસતાં હસતાં જયંતીએ ઉમેર્યું, "ધિક્કાર છે એવી શિષ્યાને!"

"મારે સુખદુ:ખ નથી, પરંતુ તેને છે. તે જ્યારે જોશે કે તેની શ્રી મરી ગઈ છે, શ્રીનો દેહ ધારણ કરી એક માયાવી જોગણ ફરતી ફરે છે, ત્યારે શું તેને દુ:ખ નહિ થાય?"

"થાય કે નહિ પણ થાય. એ બધી વાતનો વિચાર કરવાની જરૂર નથી. જેણે અનંતસુંદર શ્રીકૃષ્ણ ભગવાનના ચરણકમળમાં પોતાનું ચિત્ત સ્થિર કર્યું છે, તેના મનમાં તે સિવાય બીજા કશાને સ્થાન નહિ મળે, એટલી કાળજી રાખીએ, તો બીજું બધું કામ સંરજામ ઉતરશે. ચાલ, તારા સ્વામીનું કે જેનું હોય તેનું શુભસાધન જો કરવાનું જ હોય તો અત્યારે જ નીકળી પડીએ."

આ વાતચીત દરમ્યાન આખો વખત જંયતીના હાથમાં બે ત્રિશૂળ હતાં. શ્રીએ પૂછ્યું, "ત્રિશૂળનું શું કામ છે?"

"મહાત્માએ આપણને ભૈરવીવેષે જવાની સૂચના કીધી છે. આ બેઉ ત્રિશૂળ તેમણે જ આપ્યાં છે. હું ધારૂં છું કે ત્રિશૂળ મંત્રેલાં[1] છે."

બેઉ જણીએ પછી ભૈરવીવેષ ધારણ કર્યો, અને બેઉ પર્વત ઉપરથી નીચે ઉતરી વિરૂપાને કાંઠે કાંઠે થઇ ગંગા તરફ ચાલી. રસ્તાની બાજુએ આવેલા જંગલમાંથી જંગલી ફુલો તોડી તેનાં દલ,[2] કેસર,[3] રેણુ[4] વગેરેની બારીક પરીક્ષા કરતી કરતી તથા તે ફુલોના પેદા કરનારનો અનંત મહિમા ગાતી ગાતી બેઉ જણી પંથ કાપતી હતી. બેમાંથી એકે પણ સીતારામનું નામ ફરી મોં ઉપર આણ્યું નહિ. એ કાળ-મુખીઓને જગદીશ્વરે રૂપ જોબન કેમ આપ્યાં હશે, તે તો તે જ જાણે; અને મૂર્ખના સરદાર સીતારામે "શ્રી! શ્રી!" કરી તેની શોધાશોધ શું કામ કીધી હશે, તે તે જ કહી શકે. વાંચક કદાચ બેઉ જણીની ડાકણના વર્ગમાં ગણતરી કરશે. ગ્રંથકાર એ વાતમાં સંપૂર્ણ સંમત છે.

---

૧ આધુનિક ભાષામાં "magnetised."

૨ Petals. 3 Filaments. 4 Pollen.

# પ્રકરણ ૯ મું

બંદેઅલી નામે એક નાના મુસલમાને કોઇ મોટા મુસલમાનની ઓરતને નસાડી લઇ જઈ તેની સાથે નિકા કર્યાં હતા. ખસમે બળ-પૂર્વક હરણ કરવામાં આવેલી સીતાના ઉદ્ધાર માટે તજવીજ કરવા માંડી; દોસ્ત બીબીને લઇને મહમદપુર ભાગી ગયો અને ત્યાંજ રહેવા લાગ્યો. ગંગારામ સાથે તેને આગળની ઓળખાણ હતી. તેની ભલામણથી તે સીતારામની નાગરિક સેનામાં સિપાઇ બન્યો. ગંગારામનો તેના ઉપર ઘણો વિશ્વાસ હતો. આ સમયે તેણે તેને ગુપ્ત રીતે તોરાબખાં પાસે મોકલ્યો. તેણે કહેવડાવી મોકલ્યું, "ચંદ્રચૂડ દગાબાજ માણસ છે. 'પૈસા આપો તો મહમદપુર તમને સોંપી દઉં,' એમ કહી એ તમને છેતરે છે. આમ છેતરપીંડી કરી સીતારામ આવી પહોંચે ત્યાં સુધી વખત કાઢી નાંખવાની તેની દાનત છે. વળી, શહેર પણ તેના હાથમાં નથી. શહેરનો કબજો મારી પાસે છે. હું કબજો છોડું નહિ તો શહેર કોઇને નહિ મળે—સીતારામને પણ નહિ. હું શહેર તમને સોંપી શકીશ. એ વિષે તમારી સાથે મોઢેમોઢ વાતચીત કરવાની મારી ઇચ્છા છે—પરંતુ હું ફરારી[1] આસામી છું, માર્યા જવાની બ્હીકે ત્યાં આવવાનો જોખમ ખેડી શકતો નથી. તમે અભય આપો તો જ હું આવી શકું."

ગંગારામને સારે નશીબે બંદેઅલીની બ્હેન આ વખતે તોરાબખાંની માનીતી બેગમોમાંની એક હતી, એટલે ફોજદારને મળવામાં તેને કંઇ મુશ્કેલી નડી નહિ. વાતચીત થઇ ગઇ—ગંગારામને અભય મળ્યું. તોરાબખાંએ ખુદ પોતાને હાથે નીચે મુજબ પત્ર લખ્યો:—

[1] નાસી છુટેલો.

"તમારી સઘળી કસૂર માફ કરવામાં આવે છે. કાલે રાતે હજુરમાં હાજર થજો."

બંદેઅલી ભૂષણાથી પાછો ફર્યો. જે હોડીમાં બેસી તે નદી પાર જતો હતો, તે જ હોડીમાં બેસી ચાંદશાહ ફકિર પણ નદી પાર જતો હતો. ફકિરે સવાલ પૂછયો તેના જવાબમાં બંદેઅલીએ કહ્યું, "ભૂષણા ગયો હતો." ફકિરે ભૂષણાના સમાચાર પૂછયા. બંદેઅલી ફોજદાર સાથે મુલાકાત કરી આવ્યો હતો એટલે તેનો મિજાસ જરા ઉંચો હતો. ભૂષણાના સમાચાર આપતાં આપતાં તેણે કોટવાલ, બક્ષી, મુન્શી, કારકુન, પેશકાર વગેરેથી માંડીને ખુદ ફોજદાર સુધી તમામની ખબર આપી દીધી. ફકિર અજબ થયો. તે સીતારામનો હિતેચ્છુ હતો. તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો, "મારે આની ખબર કાઢવી જોઇશે."

---

## પ્રકરણ ૧૦ મું

ગંગારામ ચોરીછૂપીથી ફોજદારને મળ્યો. ફોજદારે તેને કોઇ પણ જાતનો ભય દેખાડયો નહિ, એટલે વાતચીતનો રસ્તો મોકળો થઇ ગયો. ગંગારામે કહ્યું, "તમે લશ્કર લઇ મહમદપુર આવી પહોંચશો કે તરત હું કિલ્લાનો દરવાજો ખોલી દઇશ."

"તમે દરવાજો ખોલી દેશો," ફોજદારે જવાબ દીધો, "એ તો ઠીક. પરંતુ મૃણ્મયના તાબામાં મોટી સેના છે—રસ્તામાં, ખાસ કરી નદી ઓળંગતી વખતે, તે લડાઇ કરે એ બનવાજોગ છે. લડાઇમાં હાર-જીત બન્ને છે: જો અમારી જીત થાય, તો તમારી મદદ વિના કિલ્લો

આપોઆપ અમારા હાથમાં આવશે. જો અમારી હાર થાય, તો તમારી મદદથી અમારો કંઇ શુકરવાર વળશે નહિ. આ વાતનો તમે શું વિચાર કર્યો છે?"

"ભૂષણાથી મહમદપુર આવવાના બે રસ્તા છે—એક ઉત્તરે, બીજો દક્ષિણે. દક્ષિણ રસ્તે નદી ઓળંગવા દૂર જવું પડે છે, ઉત્તરને રસ્તે કિલ્લાની બરાબર સામે નદી પાર કરી શકાય એમ છે. મહમદપુર તરફ કૂચ કરતી વખતે તમારે દક્ષિણને રસ્તે લશ્કર લઇને આવવું. એમ કરવાથી મૃણ્મય ભૂલાવામાં પડશે, કારણ, કિલ્લાની સામે નદી ઓળંગવી મુશ્કેલ તથા અસંભવિત છે, એટલે તે લશ્કર લઇ દક્ષિણને રસ્તે તમારો સામનો કરવા નીકળી પડશે. આ તકનો લાભ લઇ તમે ઉત્તરને રસ્તે લશ્કર લાવી નદી ઓળંગજો. તે વેળા કિલ્લામાં લશ્કર નહિ હશે. કદાચ હોય, તો બહુ થોડું હશે. આવી રીતે અનાયાસે નદી પાર કરી ખુલ્લે રસ્તે થઇ તમે કિલ્લામાં દાખલ થઇ શકશો."

"પણ દક્ષિણને રસ્તે જતાં જતાં જો મૃણ્મયના સાંભળવામાં આવે કે અમે ઉત્તરને રસ્તે વળ્યા છીએ, તો તે પાછો ફરે એ બનવાજોગ છે."

"તમે અરધું લશ્કર દક્ષિણને રસ્તે અને અરધું ઉત્તરને રસ્તે મોકલજો. ઉત્તરને રસ્તે લશ્કર આવે છે, એવી કોઇને આગળથી ખબર પડે નહિ તેની કાળજી રાખજો. એ લશ્કર રાતે રવાના કરી નદીના કિનારાથી થોડે દૂર જંગલમાં છૂપાવી રાખ્યું હોય તો ઠીક. મૃણ્મય ફોજ લઇ થોડે દૂર નીકળી જાય કે તરત તમે નદી ઓળંગી નિર્વિઘ્ને કિલ્લામાં ધુસી જજો. મૃણ્મયના લશ્કરનો પણ ઉત્તર અને દક્ષિણ બેઉ તરફના મારથી કચ્ચરઘાણ નીકળી જશે."

આ સલાહ ફોજદારના ધ્યાનમાં ઉતરી અને તે રાજી થયો. તેણે

કહ્યું, "ઉત્તમ! તમે ખરેખર અમારા ખેરખાહ છો. બેશક કોઇ ઇનામની લાલચે આવું કામ કરો છો. તમને શું ઇનામ જોઇએ છે?"

ગંગારામે પોતાને શું ઇનામ જોઇતું હતું તે જણાવ્યું—કહેવાની જરૂર નથી કે તે ઇનામ રમા!

સંતોષ પામી ગંગારામ વિદાય થયો, અને તે જ રાત્રે મહમદપુર પાછો ફર્યો.

ગંગારામને ખબર નહોતી કે ચાંદશાહ ફકિર તેની પાછળ પાછળ ફરતો હતો.

---

## પ્રકરણ ૧૧ મું

સાંજ પછી જાસૂસે આવી ચંદ્રચૂડને ખબર આપી કે ફોજદારનું લશ્કર દક્ષિણને રસ્તે થઇ મહમદપુર ઉપર ચઢાઇ કરવા નીકળી ચૂકયું હતું.

તરત મૃણ્મય અને ગંગારામને બોલાવી ચંદ્રચૂડ મસલત કરવા બેઠો. મસલતમાં એવું ઠર્યું કે મૃણ્મયે રાતે ને રાતે જ લશ્કર લઇ દક્ષિણ રસ્તે ઉપડી જવું, અને મુસલમાનો નદીપાર આવી શકે નહિ તેની વ્યવસ્થા કરવી.

લડાઇની તૈયારી જોસભેર થવા લાગી. મૃણ્મય પહેલેથી જ તૈયાર હતો. તે તાબડતોબ લશ્કર સહિત બહાર પડયો. કિલ્લાના રક્ષણ માટે તે ફક્ત જુજજાજ સિપાઇઓ રાખી ગયો. તેઓ ગંગારામના તાબામાં હતા.

આવા ગરબડના વખતમાં વાંચક કંઇ ગરીબ રમાને યાદ કરે? મુસલમાનોના આવવાના સમાચાર જેમ બધા પાસે પહોંચ્યા તેમ રમા પાસે પણ પહોંચ્યા. મુરલાએ કહ્યું, "મહારાણી, હવે પિયેર જવાની તજવીજ કરો."

"મરવું પડશે, તો અહીં જ મરીશ," રમાએ જવાબ દીધો, "કલંકને રસ્તે જઇશ નહિ. પરંતુ એક વાર તું ગંગારામ પાસે જા. મારા બાળકનું રક્ષણ કરવાનું તેણે વચન આપ્યું છે, તેની તેને યાદ દેવડાવ, અને કહેતી આવ કે વખતસર આવી તે વિષે બંદોબસ્ત કરે. એ પણ કહેતી આવજે કે મારી સાથે કોઇ પણ કારણસર હવે મુલાકાત થઇ શકશે નહિ."

જીવને ધીરજ મળે એ હેતુથી રમા જઇને નંદા પાસે બેઠી. શહેરમાં તે રાતે કોઇને ઉંઘ આવી નહિ.

આજ્ઞા મુજબ મુરલા ગંગારામને ત્યાં ગઇ. રાતે ઘરમાં એકલો બેઠો ગંગારામ ખુબ ઉંડા વિચારમાં પડયો હતો. રત્નની આશાએ તે દરિયામાં ડૂબકી મારવા તૈયાર થયો હતો—તરીને પાછો કિનારે આવી શકશે કે? ગંગારામ ઘણો ઉછાંછળો હતો, તો પણ તે આ વિષે કશા નિર્ણય ઉપર આવી શકયો નહિ. ઘણો વિચાર કરવા છતાં એ જે માણસ અમુક નિર્ણય ઉપર આવી શકે નહિ, તેનો છેલ્લો આધાર જગદીશ્વર. તે એટલું જ કહે કે "જગદીશ્વર જે કરે તે ખરૂં!" પણ ગંગારામ એટલું એ કહી શકયો નહિ—જેને પાપ કરવું છે તે સમજે છે કે જગદીશ્વર તેની વિરૂદ્ધ—જગતનો જે બંધુ, તે તેનો શત્રુ. તેટલા વાસ્તે ગંગારામ ઘણો ખિન્ન થઇ ફિકરમાં ડૂબ્યો હતો.

તેવામાં મુરલાએ આવી તેને દર્શન દીધાં. તેણે રમાનો સંદેશો ગંગારામને કહી સંભળાવ્યો.

"કહે તો હમણાંજ જઇને બાળકને લઇ આવું," ગંગારામ બોલ્યો.

"તે નહિ બનશે," મુરલાએ જવાબ દીધો. "રાણીનો એવો અભિપ્રાય છે કે જ્યારે મુસલમાનો શહેરમાં દાખલ થાય, ત્યારે જ તમારે આવીને બાળકની રક્ષા કરવી."

"ત્યારે શું થશે તે કોણ કહી શકે? જો બાળકની રક્ષા કરાવવી જ હોય, તો અત્યારે જ તેને મારા હાથમાં સોંપો."

"હું તેને લઇ આવું તો કેમ?"

"ના, મારે બીજી ઘણી વાત કરવાની છે."

"બહુ સારૂં—પોષ મહિને!"

એમ કહી મુરલા હસતી હસતી જતી રહી. પણ ગંગારામના ઘરમાંથી બહાર નીકળી રસ્તામાં આવી ન આવી ત્યાં તો તેનું હસવું એકદમ ઉડી ગયું—તેનું મોં ભયથી કાળું પડી ગયું. મળસ્કે દેખાતા શુક્રના તારા જેવી પ્રકાશમાન બે ભૈરવી મૂર્તિઓને હાથમાં ત્રિશૂળ લઇને સામે રસ્તામાં ઉભેલી તેણે દીઠી: પાર્વતીની દાસીઓ હશે એમ સમજી તેમને સાષ્ટાંગ નમસ્કાર કરી મુરલા હાથ જોડી ઉભી રહી.

"તું કોણ?" એક ભૈરવીએ પૂછ્યું.

"મુરલા!" ભયથી થરથર ધ્રુજતી મુરલાએ જવાબ દીધો.

"મુરલા કોણ?"

"નાની રાણીની દાસી."

"આવડી રાતે કોટવાલને ઘેર શું કામ આવી હતી?"

"મહારાણીએ મને અહીં કામે મોકલી હતી."

"સામે પેલું દેરૂં દેખાય છે?"

"જી, હા."

"અમારી સાથે ત્યાં આવ."

"જેવી આજ્ઞા."

બેઉ જણી મુરલાને બેઉ ત્રિશળની અણિ વચ્ચે રાખીને દેરામાં લઇ ગઇ.

---

## પ્રકરણ ૧૨ મું

તે દહાડે રાતે ચંદ્રચૂડ તર્કાલંકાર બિલકુલ ઉંઘ્યો નહિ. આખી રાત શહેરમાં ફરી તેણે જોઇ લીધું કે શહેરના બચાવ માટે કોઈ પણ જાતનાં પગલાં ભરવામાં આવતાં નહોતાં. એ વિષે તેણે ગંગારામનું ધ્યાન ખેંચ્યું. ગંગારામે કડવા બોલ કહી તેને હરકાટી કાઢ્યો. લાચાર થઇ તર્કાલંકાર મહારાજ અતિશય ઉકળતા હૃદયે કુશાસન ઉપર બેઠો બેઠો સર્વરક્ષાકર્તા દુ:ખહર્તા મધુસૂદનનું ધ્યાન ધરતો હતો, ત્યાં ચાંદશાહ ફકિરે આવી ગંગારામની ભૂપણાની મુલાકાતનો રિપોર્ટ તેને આપ્યો. પહેલાં તો ચંદ્રચૂડને મન થયું કે "ચાલ, થોડાક સિપાઇઓની મદદ લઇ ગંગારામને પકડી કેદ કરૂં," પણ પછી યાદ આવ્યું કે સિપાઇઓ તેના તાબામાં નહોતા, ગંગારામના તાબામાં હતા, એટલે એ કાર્ય સફળ નહિ થાય. મૃણમય હાજર હોત તો કંઇ પણ ગરબડ થવાનો સંભવ નહોતો, કારણ કે સિપાઇઓ મૃણમયની આજ્ઞા માનતા હતા. મૃણમયને બહાર મોકલી દઇ તેણે સત્યાનાશનું સારૂં કર્યું હતું. આ વાત તેના ધ્યાનમાં આવતાં જ તેને મહા સંતાપ થયો અને નિશ્ચેષ્ટ થઇ તે પાછો અસુરનિષૂદન શ્રીહરિનું ધ્યાન ધરતો બેઠો હતો, તેટલામાં એકાએક તેણે ક્રોધ

ખુબસુરત ભૈરવીને હાથમાં ત્રિશૂળ ધરી પોતાની સામે ઉભેલી દીઠી.

"માજી, તમે કોણ છો?" અજાયબીમાં ગરકાવ થયલા તર્કાલંકારે પૂછ્યું.

"બાબા!" ભૈરવીએ જવાબ દીધો, "શત્રુ નજદીક. આ શહેરની રક્ષા માટે કેમ કંઈ તજવીજ થતી નથી? હું તમને એટલું જ પૂછવાને આવી છું."

અગાઉ મુરલા સાથે જેણે વાત કરી હતી અને હમણાં ચંદ્રચૂડ સાથે જે વાત કરે છે તે બીજું કોઈ નહિ, જયંતી.

પ્રશ્ન સાંભળી ચંદ્રચૂડની અજાયબી ઓર વધી. તેણે પૂછ્યું, "માજી, આપ કોણ? આ નગરનાં રાજલક્ષ્મી?"

"હું જે હોઉં તે. મારા સવાલનો જવાબ આપો, નહિ તો તમારૂં ભલું નહિ થાય."

"માજી, હું લાચાર છું. શહેરના રક્ષણની જવાબદારી રાજા કોટવાલને માથે નાંખી ગયાછે—કોટવાલ પોતાની ફરજ બજાવતો નથી. સૈન્ય મારા તાબામાં નથી. હું શું કરૂં, આજ્ઞા આપો?"

"કોટવાલની વાત તમે કંઇ જાણો છો? તેના વિશ્વાસઘાતની વાત કંઇ સાંભળી છે?"

"સાંભળી છે. તે તોરાબખાં સાથે મળી ગયો છે, અને મને ડર છે કે તે મુસલમાનને શહેર સોંપી દેશે. દુર્બુદ્ધિવશ થઇ મેં આ વિષે સાવચેતી રાખી નહિ. માજી, જણાય છે કે આપ આ નગરનાં રાજલક્ષ્મી છો, કૃપા કરી આ દાસને દર્શન દેવા ભૈરવીવેષે પધાર્યાં છો. આપના તેજનો સંપૂર્ણ પ્રકાશ પાડી આપની પોતાની આ પુરીનું રક્ષણ કરો." એમ કહી ચંદ્રચૂડે હાથ જોડી ભક્તિભાવથી જયંતીને પ્રણામ કર્યા.

"ભલે, હું આ પુરીની રક્ષા કરીશ," કહી જયંતી ત્યાંથી જતી રહી. ચંદ્રચૂડને ધીરજ આવી.

જયંતીને તેની પોતાની આશા ઉપરાંત ફત્તેહ મળતી હતી. શ્રી બહાર ઉભી હતી. તેને લઇ જયંતી ગંગારામના ઘર તરફ ગઇ.

---

## પ્રકરણ ૧૩ મું

મુરલા ચાલી ગઇ એટલે ગંગારામને ચોતરફ વધારે ને વધારે અંધકાર દેખાવા લાગ્યો. જેને ખાતર તે આ દુઃખના દરિયામાં ડૂબકી મારતો હતો, તે તેને ચહાતી નહોતી. તે આંખ મીચીને દરિયામાં ઝોકાવતો હતો—દરિયા તળેથી રત્ન મળશે કે ખાલી ડૂબી મરવું પડશે? અંધકાર! ચોતરફ અંધકાર! અત્યારે કોણ તેનો ઉદ્ધાર કરે?

એકાએક ગંગારામનું શરીર રોમાંચિત થઇ ગયું. પ્રભાતના તારા જેવા ઉજ્જ્વલ રૂપવાળી ત્રિશૂળધારી ભૈરવીને તેણે બારણાં પાસે ઉભેલી દીઠી. તેના શરીરના તેજમાં ઘરમાં બળતા દીવાનો ઉજાસ ઝાંખો પડી ગયો. સાક્ષાત્ ભવાની પૃથ્વી ઉપર ઉતરી આવી છે, એમ માની ગંગારામ પણ મુરલાની માફક તેને સાષ્ટાંગ નમસ્કાર કરી હાથ જોડી ઉભો, અને બોલ્યો, "માજી, દાસને શી આજ્ઞા છે?"

"બેટા," જયંતીએ જવાબ દીધો, "તારી પાસેથી કંઇક ભિક્ષા મેળવવા માટે આવી છું."

"માજી, આપ જે માગશો તે આપીશ. આજ્ઞા કરો."

"મને એક ગાડી દારૂ અને ગોળા આપ, અને સાથે એક ચંદ્રદ્રો

તોપચી આપ."

ગંગારામ વિચારમાં પડી ગયો—"એ કોણ હશે?" તેણે પૂછ્યું, "દારૂગોળા લઇ આપ શું કરશો, માજી?"

"દેવતાઓનું કાજ."

ગંગારામના મનમાં મોટો સંદેહ ઉત્પન્ન થયો. એ જો કોઇ દેવી હોય, તો ગોળા–ગોળીનું એને શું કામ? અગર માનવી હોય, તો ગોળા–ગોળી એને અપાય કેમ? કોનું માણસ, તે કેમ ખબર પડે? આમ વામાટામામાં પડી ગંગારામે પૂછ્યું, "માજી, આપ કોણ છો?"

"હું જે હોઉં તે, તારે તેની શું પંચાત? રમા અને મુરલાવાળી બધી વાત હું જાણું છું. તે ઉપરાંત, તું ભૂષણા જઇ આવ્યો તે અને ત્યાંની તમામ વાતચીત પણ હું જાણું છું. હું જે માગું છું તે અત્યાર ઘડી મને આપ, નહિ તો આ ત્રિશૂળ મારી તારો વધ કરીશ!" એમ કહી તે તેજસ્વી ભૈરવીએ ચકચકિત ત્રિશૂળ ઉંચું કરી ગંગારામ તરફ તાકયું.

ગંગારામ ઠંડો ગાર થઇ ગયો. "પધારો, આપું છું." કહી તે ભૈરવીને લઇને હથિયારખાનામાં ગયો. જયંતીએ જે કંઇ માગ્યું તે તમામ તેણે તેને આપ્યું, અને પ્યારેલાલ નામે એક તોપચીને તેની સાથે જવા હુકમ કર્યો. જયંતીને વિદાય કરી ગંગારામે કિલ્લાનો દરવાજો બંધ કરાવ્યો, જેથી તેની રજા વગર કોઇ આવજા કરી શકે નહિ.

જયંતી અને શ્રી દારૂગોળા લઇ કિલ્લાની બહાર જ્યાં રાજમહેલનો ઘાટ હતો ત્યાં ગયાં. એક મજબૂત, કદાવર, દેખાવડા પુરૂષને તેમણે ત્યાં બેઠેલો દીઠો.

બે ભૈરવીઓમાંની એક દારૂગોળાની ગાડી અને તોપચીને સાથે લઇ થોડે દૂર જઇ ઉભી, બીજી પેલા દેખાવડા પુરૂષ પાસે ગઇ અને

પૂછવા લાગી, "કોણ છો ?"

"મારી વાત પછી. તમે કોણ ?" પેલા માણસે સામો સવાલ કર્યો.

"જો તમે કોઇ વીર પુરૂષ હોવ, તો હું આ દારૂગોળા લાવી છું, તમે શહેરની રક્ષા કરો."

તે માણસ અજાયબ થયો. કોઇ દેવી હશે એમ સમજી તેણે જયંતીને પ્રણામ કર્યાં. થોડો વાર વિચાર કરી નિશાસો નાંખી તે બોલ્યો, "તેમાં મને શું લાભ ?"

"શું જોઇએ છે ?"

"શહેરની રક્ષા કરૂં, તો મારે જે જોઇએ છે તે મળશે ?"

"મળશે."

એટલું કહી જયંતી એકદમ અલોપ થઇ ગઇ.

---

## પ્રકરણ ૧૪ મું

ચંદ્રચૂડ તે રાતે ઉંઘ્યો નહોતો એ બિના આગળ જણાવી છે. મળસ્કે વહેલો તે રાજમહેલની સૌથી ઉંચી અગાશી ઉપર ગયો અને ચારે દિશામાં અવલોકન કરવા લાગ્યો. બરાબર સામે, નદીને પેલે પાર, સંખ્યાબંધ હોડીઓ એકઠી થયલી તેની નજરે પડી. કિનારે અનેક માણસો હોય એમ જણાતું હતું. હજી અજવાળું થયું નહોતું એટલે એ માણસો કોણ હતાં તેનો તે નિર્ણય કરી શકયો નહિ. તેણે ગંગારામને તેડવા માણસ મોકલ્યો.

ગંગારામ આવી રાજમહેલની તે ઉંચી અટારી ઉપર હાજર થયો.

ચંદ્રચૂડે તેને પૂછ્યું, "સામે પાર આટલી બધી હોડીઓ કેમ?"

"હું શું જાણું?" ગંગારામે જવાબ દીધો.

વાત કરતાં કરતાં ઝઝકળું થયું ત્યારે માલમ પડયું કે પેલા બધા માણસો સિપાઇઓ હતા. તેમને જોઇ ચંદ્રચૂડ બોલ્યો, "ગંગારામ, સત્યાનાશ થયું છે. આપણો જાસૂસ કાં તો આપણને બનાવી ગયો છે, કે કાં તો તે પોતે બન્યો છે. આપણે દક્ષિણ રસ્તે લશ્કર રવાના કર્યું, પણ ફોજદારનું લશ્કર તો આ રસ્તે આવ્યું છે. સત્યાનાશ થઇ ગયું. હવે રક્ષા કોણ કરશે?"

"કેમ, હું છું કેની?" ગંગારામે સધિયારો આપ્યો.

"આ મોટા લશ્કર સામે માત્ર ગણતરીના થોડા સિપાઇઓ સાથે તું શું કરશે? વળી કિલ્લાના રક્ષણની તજવીજ તું તો કંઇ કરતો નથી. કાલે કહ્યું ત્યારે તેં મને કેટલાં બધાં કડવાં વેણ સંભળાવ્યાં. હવે આ જોખમદારી કોણ માથે લેશે?"

"એટલા બધા ગભરાઓ ના. સામે પાર જે લશ્કર દેખાય છે તે કંઇ તમે ધારો છો તેટલું મોટું નથી. આ ગણીગાંઠી હોડીમાં આવી આવીને કેટલા માણસો આ પાર આવી શકશે? હું જઇને લશ્કર સહિત કિનારા ઉપર ઉભો રહું છું. જેવા તેઓ ત્યાં પગ મુકશે કે તરત જ હું તેમનો ખુરદો કરી નાંખીશ!"

ખરેખર તો ગંગારામની એવી દાનત હતી કે એક વાર મુસલમાનોને સહીસલામત આ કાંઠે ઉતરી જવા દેવા, પછી ફેરતે લશ્કર લઇ બહાર પડવું, એટલે દરવાજો ઉઘાડો જોઇ ફોજદારના માણસોને બેધડક કિલ્લામાં ઘુસી જવાનો લાગ મળે, તેણે પોતે તેમના માર્ગમાં આડા આવવું નહી. કાલે જોયેલી મૂર્તિ તેને યાદ આવી. કેવી ભયંકર! આજે પણ તે પાછી ફુટી નીકળશે કે?

ચંદ્રચૂડ તેની બધી ગત સમજી ગયો હતો, તો પણ તે બોલ્યો, "ત્યારે ઝડપ કર, લશ્કર લઇ બહાર પડ—ઢીલ ના કર. તમામ હોડીઓ સિપાઇઓનો બોજ લઇ છૂટવાની તૈયારીમાં જણાય છે."

તે સાંભળી ગંગારામ દોડતો દોડતો અગાશી ઉપરથી નીચે ઉતર્યો. લગભગ પચાસ હોડીઓમાં હારદોર બેસી પાંચસો છસો સિપાઇઓ આં તરફ આવવા નીકળ્યા હતા. ચંદ્રચૂડ ભય સહિત તેમને જોઇ રહ્યો અને અધીરો બની ગંગારામ લશ્કર લઇ ક્યારે બહાર પડે છે તેની પળો ગણવા લાગ્યો. સિપાઇઓ તૈયારી કરતા હતા, ફરતા હતા, કવાયત કરતા હતા, લાઇનબંધ ઉભા રહેતા હતા, પણ બહારની બાજુ કૂચ કરતા નહોતા. તે જોઇ ચંદ્રચૂડ સંતાપ કરવા લાગ્યો, "હાય હાય! મેં આ કેવું ભૂરૂં કામ કર્યું—ક્યાંનો ક્યાં ગંગારામનો વિશ્વાસ કરી બેઠો? અરે! પેલી જ્યોતિર્મયી રાજલક્ષ્મી પણ ક્યાં ભાગી ગઇ? તે પણ દગો દેવા બેઠી છે કે શું?" ગંગારામ શું કરતો હતો તે જોવાની મતલબથી ચંદ્રચૂડ મહેલ ઉપરથી નીચે ઉતરવાની તૈયારીમાં હતો, તેવામાં ધડૂક કરતો તોપનો ધડાકો થયો. મુસલમાનોની હોડીઓમાંથી ધડાકો થયો હોય, એમ તેને લાગ્યું નહિ; કારણ, તેમની સાથે તોપ હોય, એમ જણાતું નહોતું. મુસલમાનોની એકે હોડીમાંથી તોપનો ધુમાડો નીકળતો ચંદ્રચૂડના જોવામાં આવ્યો નહિ. વળી જે વખતે તોપનો ધડાકો થયો, તે જ વખતે મુસલમાનોની એક હોડી પાણીમાં ડૂબતી ચંદ્રચૂડની નજરે પડી. તેમાંના સિપાઇઓને તરતા તરતા બીજી હોડીમાં ચઢવાનાં ફાંફાં મારતા તેણે જોયા.

"ત્યારે શું એ આપણી તોપ?"

એ સવાલનો ખુલાસો મેળવવા ચંદ્રચૂડે આસપાસ નજર નાંખી. કિલ્લામાંથી એક પણ સિપાઇ બહાર નીકળેલો જણાયો નહિ. કોટ ઉપર

ચંદ્રચૂડે તેને પૂછ્યું, "સામે પાર આટલી બધી હોડીઓ કેમ?"

"હું શું જાણું?" ગંગારામે જવાબ દીધો.

વાત કરતાં કરતાં ઝઝકળું થયું ત્યારે માલમ પડ્યું કે પેલા બધા માણસો સિપાઇઓ હતા. તેમને જોઇ ચંદ્રચૂડ બોલ્યો, "ગંગારામ, સત્યાનાશ થયું છે. આપણો જાસૂસ કાં તો આપણને બનાવી ગયો છે, કે કાં તો તે પોતે બન્યો છે. આપણે દક્ષિણ રસ્તે લશ્કર રવાના કર્યું, પણ ફોજદારનું લશ્કર તો આ રસ્તે આવ્યું છે. સત્યાનાશ થઇ ગયું. હવે રક્ષા કોણ કરશે?"

"કેમ, હું છું કેની?" ગંગારામે સધિયારો આપ્યો.

"આ મોટા લશ્કર સામે માત્ર ગણતરીના થોડા સિપાઇઓ સાથે તું શું કરશે? વળી કિલ્લાના રક્ષણની તજવીજ તું તો કંઇ કરતો નથી. કાલે કહ્યું ત્યારે તેં મને કેટલાં બધાં કડવાં વેણ સંભળાવ્યાં. હવે આ જોખમદારી કોણ માથે લેશે?"

"એટલા બધા ગભરાઓ ના. સામે પાર જે લશ્કર દેખાય છે તે કંઇ તમે ધારો છો તેટલું મોટું નથી. આ ગણીગાંઠી હોડીમાં આવી આવીને કેટલા માણસો આ પાર આવી શકશે? હું જઇને લશ્કર સહિત કિનારા ઉપર ઉભો રહું છું. જેવા તેઓ ત્યાં પગ મુકશે કે તરત જ હું તેમનો ખુરદો કરી નાંખીશ!"

ખરેખર તો ગંગારામની એવી દાનત હતી કે એક વાર મુસલમાનોને સહીસલામત આ કાંઠે ઉતરી જવા દેવા, પછી પોતે લશ્કર લઇ બહાર પડવું, એટલે દરવાજો ઉઘાડો જોઇ ફોજદારના માણસોને બેધડક કિલ્લામાં ઘુસી જવાનો લાગ મળે, તેણે પોતે તેમના માર્ગમાં આડા આવવું નહી. કાલે જોયેલી મૂર્તિ તેને યાદ આવી. કેવી ભયંકર! આજે પણ તે પાછી ફુટી નીકળશે કે?

ચંદ્રચૂડ તેની બધી ગત સમજી ગયો હતો, તો પણ તે બોલ્યો, "ત્યારે ઝડપ કર, લશ્કર લઇ બહાર પડ—ઢીલ ના કર. તમામ હોડીઓ સિપાઇઓનો બોજ લઇ છૂટવાની તૈયારીમાં જણાય છે."

તે સાંભળી ગંગારામ દોડતો દોડતો અગાશી ઉપરથી નીચે ઉતર્યો. લગભગ પચાસ હોડીઓમાં હારદોર બેસી પાંચસો છસો સિપાઇઓ આં તરફ આવવા નીકળ્યા હતા. ચંદ્રચૂડ ભય સહિત તેમને જોઇ રહ્યો અને અધીરો બની ગંગારામ લશ્કર લઇ ક્યારે બહાર પડે છે તેની પળો ગણવા લાગ્યો. સિપાઇઓ તૈયારી કરતા હતા, ફરતા હતા, કવાયત કરતા હતા, લાઇનબંધ ઉભા રહેતા હતા, પણ બહારની બાજુ કૂચ કરતા નહોતા. તે જોઇ ચંદ્રચૂડ સંતાપ કરવા લાગ્યો, "હાય હાય! મેં આ કેવું ખૂરૂં કામ કર્યું—ક્યાંનો ક્યાં ગંગારામનો વિશ્વાસ કરી બેઠો? અરે! પેલી જ્યોતિર્મયી રાજલક્ષ્મી પણ ક્યાં ભાગી ગઇ? તે પણ દગો દેવા બેઠી છે કે શું?" ગંગારામ શું કરતો હતો તે જોવાની મતલબથી ચંદ્રચૂડ મહેલ ઉપરથી નીચે ઉતરવાની તૈયારીમાં હતો, તેવામાં ધડૂક કરતો તોપનો ધડાકો થયો. મુસલમાનોની હોડીઓમાંથી ધડાકો થયો હોય, એમ તેને લાગ્યું નહિ; કારણ, તેમની સાથે તોપ હોય, એમ જણાતું નહોતું. મુસલમાનોની એક હોડીમાંથી તોપનો ધુમાડો નીકળતો ચંદ્રચૂડના જોવામાં આવ્યો નહિ. વળી જે વખતે તોપનો ધડાકો થયો, તે જ વખતે મુસલમાનોની એક હોડી પાણીમાં ડૂબતી ચંદ્રચૂડની નજરે પડી. તેમાંના સિપાઇઓને તરતા તરતા બીજી હોડીમાં ચઢવાનાં ફાંફાં મારતા તેણે જોયા.

"ત્યારે શું એ આપણી તોપ?"

એ સવાલનો ખુલાસો મેળવવા ચંદ્રચૂડે આસપાસ નજર નાંખી. કિલ્લામાંથી એક પણ સિપાઇ બહાર નીકળેલો જણાયો નહિ. કોટ ઉપર

જ્યાં જ્યાં તોપો ગોઠવેલી હતી, ત્યાં ત્યાં કેથે એક માણસ નજરે પડયો નહિ. ત્યારે તોપ ફોડી કોણે?

ચંદ્રચૂડ ચારે તરફ ફરીને જોવા લાગ્યો—કેથે ધુમાડો દેખાય છે કે કેમ? કિલ્લાની સામે જ્યાં રાજમહેલનો ઘાટ હતો, ત્યાંથી નીકળી ધુમાડાના ગોટા આકાશમાં પવન સાથે ધસડાતા તેની નજરે પડયા.

તે ઉપરથી ચંદ્રચૂડને યાદ આવ્યું કે ઘાટ ઉપર ઝાડ તળે એક તોપ હતી, કોઈ દુશ્મનની હોડી ઘાટ પાસે આવી શકે નહિ, એ હેતુથી સીતારામે ત્યાં એક તોપ રાખી હતી—હમણાં કોઇ તેનો ઉપયોગ કરતું હતું, એ ચોક્કસ. પણ તે કોણ? ગંગારામનો એક પણ સિપાઇ બહાર નીકળ્યો નહોતો—દરવાજો હજી પણ બંધ હતો. મૃણમયના સિપાઇઓ બહુ દૂર નીકળી ગયા હતા. આ તોપ આગળ મૃણમય કોઇ સિપાઇ મુકી ગયો હોય તે પણ બનવાજોગ નહોતું; કારણ, કિલ્લાની રખેવાળી કરવાની ફરજ ગંગારામને માથે હતી. કોઈ ભળતા માણસે તોપ ફોડી હોય તે પણ બનવાજોગ નહોતું. કારણ, ભળતો માણસ દારૂગોળા કયાંથી લાવે? અને આવી આબાદ નેમ—ભળતા માણસથી એ બને નહિ, એ કોઇ ઉસ્તાદ તોપચીનું કામ. આ પ્રમાણે ચંદ્રચૂડ વિચારમાં પડયો હતો, તેવામાં વળી એક વાર તોપના વજ્રનાદથી ચારે દિશા ગાજી ઉઠી, વળી પાછા ધુમાડાના ગોટા નદી ઉપર વાતા વાયુની લહેરમાં ઉંચે આકાશમાં ધસડાવા લાગ્યા, મુસલમાન સિપાઇઓથી ખીચોખીચ ભરેલી વળી એક હોડી નદીને તળીએ બેઠી.

“શાબાસ! શાબાસ!” બોલતો બોલતો ચંદ્રચૂડ તાળી પાડી મલહાવા લાગ્યો. “નક્કી એ પેલી જ મહાદેવી! કાલિકાને દયા આવી કે શું? ‘જય કાલી! જય પુરરાજલક્ષ્મી! જય લક્ષ્મીનારાયણજી!” પણ ચંદ્રચૂડની ખુશાલી ઝાઝો વખત ટકી નહિ. તેણે ભય સહિત જોયું કે

જે હોડીઓ આગળ નીકળી આવી હતી, અર્થાત્ જેમાંથી ગોળીઓ છોડી હોય તો કિનારા સુધી પહોંચે એવો સંભવ હતો, તેમાં બેઠેલા સિપાઇઓએ કિનારા તરફ નિશાન તાકી બંદુકો ચલાવવા માંડી હતી. ધુમાડાથી નદી ઉપર એકાએક અંધકાર છવાઇ ગયો—બંદુકના અવાજથી કાન બહેર મારી ગયા. ચંદ્રચૂડ ખ્યાલ કરવા લાગ્યો, “જો અમારો રક્ષક દેવ હશે, તો આ ગોળીઓનો વરસાદ તેને શું કરશે? અને જો માનવી હશે, તો—અમારૂં આવી બન્યું, ગોળીઓના આ માર સામે કોઇ મનુષ્ય ટકી શકે નહિ.”

પરંતુ પેલી તોપ પાછી ફૂટી—દશે દિશા પાછી કંપી ઉઠી—ધુમાડાના ગોટેગોટા આકાશમાં ચઢવા લાગ્યા. પાછી એક હોડી છિન્નભિન્ન થઇ માણસો સહિત ડૂબી ગઇ.

પછી એક બાજુ—એક તોપ, અને બીજી બાજુ સેંકડો મુસલમાન સિપાઇઓ, એ બે વચ્ચે ભયંકર લડાઇ જામી. ઘોંઘાટથી કાન બહેર મારી ગયા. ગંભીર, તીવ્ર, ભીષણ, ઇંદ્રના હાથમાંથી વારંવાર છૂટતા વજ્ર જેવી, તે તોપ ઉપરાસાપરી ગર્જના કરવા લાગી—ધુમાડાથી નદીનો વિશાળ પટ એવો છવાઇ ગયો કે રાજમહેલની ટોંચ ઉપર ઉભેલા ચંદ્રચૂડને ધુમાડાના તોફાની દરિયા સિવાય બીજુ કશું ત્યાં દેખાતું નહોતું. તોપના ગડગડાટ ઉપરથી તે કેવળ એટલું સમજી શકયો કે હિંદુ ધર્મની રક્ષા કરનાર પેલી દેવી હજી જીવતી જાગતી બેઠી હતી. ધુમાડાના દરિયામાં કેથે કંઇ પોલાણ હોય તો તેને માટે ચંદ્રચૂડ તીણી આંખે શોધ કરવા મંડયો, એવી મતલબથી કે તેમાંથી આ અજબ જેવી લડાઇનું પરિણામ શું આવ્યું તે જોવાનું બની શકે.

ધીમે ધીમે ગડગડાટ કમી થયો—પવનના એક સપાટાથી ધુમાડો ઉડી ગયો—એટલે ચંદ્રચૂડ તે જળમય રણક્ષેત્ર બરાબર જોઇ શકયો.

ભાંગીતૂટી હોડીઓનાં ઉંધાંચત્તાં ફાલકાં નદીમાં તણાતાં તેના જોવામાં આવ્યાં. નદીમાં મુએલા અને જીવતા સિપાઇઓના દેહ તોફાન શમ્યા પછી કોઇ વાડીમાં જેમ ફળ, ફુલ, પાતરાં, ડાંખળાં વગેરે બિરવિખેર પડયાં હોય તેવા નજરે પડતા હતા. કોઇનાં અસ્ત્ર, કોઇનાં વસ્ત્ર, કોઇની પાઘડી, કોઇના દેહ તણાઇ જતાં હતાં—કોઇ તરતા તરતા ભાગતા હતા—કોઇ મગરનો ભોગ થતા હતા. જે થોડી ઘણી હોડીઓ બચી ગઇ હતી, તેના ખલાસીઓ સિપાઇઓ ભેગા જીવ પર આવી હલ્લેસાં મારતા મારતા સામા કિનારા તરફ ભાગતા હતા. વજ્રના એક જ પ્રહારથી ઘાયલ થયલી દૈત્યસેનાની માફક મુસલમાન સેના લડાઇના મેદાનમાંથી જીવ લઇને નાઠી.

તે જોઇ મોં ઉંચું કરી, હાથ જોડી, સજલનયને, ગદગદકંઠે ચંદ્રચૂડ બોલ્યો, "જય જગદીશ્વર ! જય દૈત્યદમન, ભક્તતારણ, ધર્મરક્ષણ હરિ ! આજે તમે મોટી કૃપા કરી. આજે કાં તો દેહ ધારણ કરી તમે પોતે યુદ્ધ કર્યું છે, અથવા આ શહેરની રાજલક્ષ્મીએ જાતેપોતે યુદ્ધ કર્યું છે, નહિ તો તમારો દાસાનુદાસ સીતારામ આવી પહોંચ્યો હોવો જોઇએ. તમારા તે ભક્ત સિવાય મનુષ્યનું ગજું નથી કે આવું યુદ્ધ કરી શકે."

પછી ચંદ્રચૂડ રાજમહેલની અગાશી ઉપરથી નીચે ઉતર્યો.

# પ્રકરણ ૧૫ મું

તોપ બંદુકના ધડાકા–કડાકા સાંભળી ગંગારામ વિચારમાં પડી ગયો કે "એ વળી શું? કોણ લડાઇ કરે છે? પેલી ડાકણ તો નહિ? તે શું ખરેખર દેવી હશે?" તેણે એક જમાદારને ખબર કાઢી આવવા કહ્યું. જમાદાર બહાર પડયો. તે દિવસે આ પહેલવહેલો જ દરવાજો ખુલ્યો.

પાછા આવી જમાદારે સમાચાર આપ્યા, "મુસલમાનો લડાઇ કરે છે."

"તે તો હું એ જાણું છું," ગંગારામે ગુસ્સે થઇ કહ્યું, "પણ મુસલમાનો કોની સાથે લડાઇ કરે છે?"

"કોઇ સાથે નહિ?"

જવાબ સાંભળી ગંગારામને હસવું આવ્યું. તેણે કહ્યું, "એમ કંઇ હોય, બુબખ? તોપ કોણ ફોડે છે?"

"હજુર, કોઇ નહિ!"

ગંગારામનો પિત્તો ઉછળ્યો. તેણે પૂછ્યું, "બહેરો છે? તોપનો અવાજ સંભળાતો નથી?"

"સંભળાય છે."

"પછી? એ તોપ કોણ ફોડે છે?"

"તે હું જોઈ શકયો નહિ."

"કેમ? આંખો ફુટી ગઇ છે?"

"ના, સાબૂત છે."

"ત્યારે કેમ જોઇ શકયો નહિ?"

"તોપ જોઇ છે—ઘાટની તોપ."

"ઠીક. ફોડે છે કોણ ?"

"ઝાડની ડાળ !"

"તારી અક્કલ ઠેકાણે છે કે ? ઝાડની ડાળ તે વળી તોપ ફોડતી હશે ?"

"ત્યાં બીજા કોઇને પણ હું જોઇ શકયો નથી—ઝાડની કેટલીક ડાળને ઓથે એક તોપ ત્યાં પડી છે એટલું જ માત્ર હું જોઈ શકયો છું."

"ત્યારે ડાળની ઓથમાં રહીને કોઇ તોપ ફોડે છે. બેશક, તે કોઇ ચાલાક માણસ હોવો જોઇએ. મુસલમાનો તેની ઉપર નિશાન તાકી શકે નહિ, પણ તે પોતે ઝાડ પાછળ રહી તેમની ઉપર નિશાન તાકી શકે. ઝાડ પાછળ કોણ છૂપાયું છે તે કેમ નહિ જોઇ આવ્યો ?"

"ત્યાં કંઇ જવાય ?"

"કેમ ?"

"ત્યાં તો ગોળીઓનો વરસાદ પડે છે."

"ગોળીની એટલી બધી બ્હીક લાગતી હતી, તો અહીં નોકરી કરવા શું કામ આવ્યો ?" એમ કહી ગંગારામે તેના પાઘડી, પોષાક પટો વગેરે કાઢી લેવાનો એક નોકરને હૂકમ કર્યો.

લડાઇનો સંભવ જોઇ મૃણ્મયે ચુંટી ચુંટીને કેટલાક હિંદુસ્થાની-ઓને નોકરીમાં રાખ્યા હતા અને તેમને કિલ્લાની રખેવાળી માટે તે ત્યાં મુકી ગયો હતો. ગંગારામે તેઓમાંના ચાર જણને હૂકમ કર્યો, "ઘાટ ઉપર જે ઠેકાણે તોપ છે ત્યાં જાઓ, અને તોપની પાસે જે માણસ હોય તેને પકડી લાવો."

એ ચાર સિપાઇઓ તોપ પાસે પહોચ્યા, ત્યારે લડાઇ ખલાસ થઇ હતી, અને રહ્યાસહ્યા મુસલમાનો નાસભાગમાં પડયા હતા.

સિપાઇઓએ ઝાડની ડાળ પાછળ જઇ જોયું તો ત્યાં એક માણસ મુએલો પડયો હતો, અને બીજો જામગરી હાથમાં લઇ જીવતો બેઠેલો હતો. તે ઘણો મજબૂત હતો, તેણે ધોતિયાનો કાચ્છો માર્યો હતો, માથે મોંઢે ગળેપટા વીંટાળ્યા હતા, અને તેનું આખું શરીર દારૂ તથા રાખથી કાળું થઇ ગયું હતું. પેલા ચાર જણે આવી તેને પકડયો. તેમણે કહ્યું, "તૂં કૌન હૈ રે?"

પેલા માણસે પૂછ્યું, "કેમ, ભાઇ?"

"તુમ યહાં કાહેકા બૈઠ તોપ છાંડત હો?"

"કેમ, ભાઇ, એમાં મેં કંઇ ગુન્હો કર્યો? તમે મુસલમાનો જોડે મળી ગયા છો કે શું?"

"અરે, મુસલમાન આવત તો હમ અબહીં ઉનકો ભગાય દેત. તુમ કાહેકા તકલીફ કરત હો? ચલો, હુજુરમેં ચલૈ કા પરી."

"કોની પાસે જવું પડશે?"

"કુતવાલ સાહેબકે હુકમ સે તુમ કા ઉન કે પાસ લિવાય ચલી હૈં."

"ઠીક, આવું છું. પણ પહેલાં પેલા બોડકાઓને વિદાય થવા દો. ત્યાં સુધી તમે તો શું પણ તમારો કોટવાલ આવશે, તો એ હું અહીંથી ખસીશ નહી. દરમ્યાન, જરા જુઓ તો ખરા, તોપ પાસે આ માણસ મુએલો પડયો છે, તે કોણ છે? કંઇ ઓળખાણમાં આવે છે?"

તેને જોઇ સિપાઇઓ બોલ્યા, "હૌ, હમ સબ યહિકા પહિચાનત હૈં. યહિકા નામ પ્યારેલાલ હૈ. યો કહાઁ સે આવા રહા?"

"ત્યારે પ્રથમ એને કિલ્લામાં લઇ જાઓ—હું આવું છું."

સિપાઇઓ માંહોમાંહે કહેવા લાગ્યા, "યેહ મનઇ તો નીક કહત હૈ, જો તોપ કે નિયરે હોય ઉહિ કા લૈ ચલૈ કા હુકુમ હૈ! ઓ મુરદા તોપ કે નિયરે હૈ, યહિકા લૈ ચલો!"

પણ હિંદુ સિપાઇઓ મુડદાને કેમ અડકે? અરસપરસ મસલત કરી એક સિપાઇ ઢેડને બોલાવવા ગયો, બાકીના ત્રણ તેની રાહ જોતા બેઠા.

આ તરફ રાખ અને દારૂથી રંગાયલા પેલા માણસે જોયું કે મુસલમાનો તમામ ધીરે ધીરે કિનારે પહોંચી ત્યાંથી ઉઠાંગતી કરી ગયા હતા, એટલે તેણે સિપાઇઓને કહ્યું, "ચાલો, ભાઇ, હવે જઇને તમારા કોટવાલ સાહેબને સલામ કરીએ." સિપાઇઓ તેને પકડીને લઇ ગયા અને જે ઠેકાણે, કિલ્લાના બચાવ માટે તૈયાર થઇ જમા થયલા લશ્કરની બાંહેધરી હેઠળ, શહેરીઓ બ્હીકના માર્યા જાણે કીડીઓની હાર હોય તેમ લાઇનબંધ ઉભા હતા, ત્યાં આગળ તેમણે તેને ખડો કર્યો.

એકાએક જયધ્વનિથી આકાશ ગાજી ઉઠયું. ત્યાં ભેગા થયલા સિપાઈઓ અને શહેરીઓ તે માણસને જોતાં જ એકસામટા મોટેથી બૂમ મારી ઉઠયા, "જય, મહારાજની જય!"

"જય, મહારાજાધિરાજકી જય!"

"જય, શ્રીસીતારામ રાય રાજાબહાદૂરકી જય!"

"જય, લક્ષ્મીનારાયણજીકી જય!"

ચંદ્રચૂડ દોડી આવી દારૂગોળાથી ખરડાયલા તે મહાપુરૂષને ભેટી પડયો; તે માણસે પણ તેની પદરજ લીધી. ચંદ્રચૂડ બોલ્યો, "લડાઈનો રંગ જોતાં જ મને લાગ્યું કે આપ આવી ચઢયા છો. મનુષ્યલોકમાં આવું રામબાણ નિશાન તાકે એવો આપના સિવાય બીજો કોઇ નથી. પણ એ બધી વાત પછી કરીશું—પહેલાં ગંગારામને પકડવાની આજ્ઞા આપો."

સીતારામે તે મુજબ આજ્ઞા આપી. તેને જોઇ ગંગારામ નાસવાની તજવીજમાં પડયો હતો, પરંતુ તેને તરત પકડવામાં આવ્યો, અને સીતારામની આજ્ઞાથી કેદખાનામાં પૂરવામાં આવ્યો.

---

# પ્રકરણ ૧૬ મું

પછી કોટ ઉપર જ્યાં જ્યાં તોપો ગોઠવેલી હતી અને બીજે જ્યાં જ્યાં જરૂર જેવું લાગ્યું, ત્યાં ત્યાં સિપાઇઓ ગોઠવી અને મૃણ્મયની ખબર કાઢવા માણસ રવાના કરી, સીતારામ સ્નાન વગેરે નિત્યકર્મ કરવાને ગયો. તેમાંથી પરવારી ચંદ્રચૂડ મહારાજ સાથે એકાંતમાં વાતે બેઠો. ચંદ્રચૂડે કહ્યું, " મહારાજ, આપ ક્યારે પધાર્યા તેની અમને તો કશી ખબર જ પડી નહિ. વારૂ, એકલા જ કેમ આવ્યા ? નોકરચાકરો ક્યાં ગયાં ? રસ્તે કંઇ આફત બાફત તો નડી નથી ને ?"

" મારી ગેરહાજરીમાં, " સીતારામે જવાબ દીધો, " શહેરની શું હાલત છે તે જાણવાની મતલબથી માણસોને રસ્તામાં રાખી હું એકલો છૂપે વેષે આગળ નીકળી આવ્યો હતો. અહીં આવી જોયું તો શહેર તદ્દન અરક્ષિત. તેનું કારણ હવે થોડું થોડું મારી સમજમાં આવે છે. કિલ્લામાં દાખલ થવા ગયો, તો ત્યાં મેં દરવાજો બંધ દીઠો. સવાર પડવા આવી હતી એટલે ત્યાંથી પાછો ફરી નદી કિનારે આવ્યો, અને જોઉં છું તો મુસલમાનો હોડીમાં બેસી આ તરફ આવતા હતા. કિલ્લાના રખેવાળો બચાવ માટે કોઇ પણ પ્રકારની તજવીજ કરતા નહોતા, તે જોઇ મારાથી એકલાથી જે કંઇ બની શક્યું તે મેં કીધું."

" આપે જે કંઇ કર્યું, તે આપનાથી જ બની શકે, બીજા કોઇથી નહિ. વારૂ, દારૂ ગોળા ક્યાંથી લાવ્યા ?"

" કોઇ દેવીએ કૃપા કરી મને દારૂ, ગોળા અને તોપચી લાવી દીધા હતા."

" દેવી ? મને પણ તેનાં દર્શન થયાં હતાં. તે આ શહેરની

રાજલક્ષ્મી. તે ક્યાં ગઇ ?"

"દારૂ, ગોળા અને તોપચી મારે હવાલે કરી તરત તે અંતર્ધાન થઇ ગઇ. વારૂ, હવે આ થોડા માસના અહીંના સમાચાર કહો."

પોતે જેટલું જાણતો હતો તેટલું તમામ વૃત્તાંત ચંદ્રચૂડે પહેલેથી છેલ્લે સુધી વિસ્તારીને કહી સંભળાવ્યું. પછી તે બોલ્યો, "હવે જે કામ માટે આપ દિલ્લી ગયા હતા તેની ફત્તેહના સમાચાર કહો."

"કામ ફત્તેહ થયું છે. બાદશાહના લાભનું કોઇ કામ મેં કરી આપ્યું, તે ઉપરથી રાજી થઇ તેમણે મને બારભૌમિક (બારોભૂંઇયાં)ની જાગીર આપી છે, સાથે મહારાજાધિરાજના ખિતાબની સનદ પણ આપી છે. બહુ કમનશીબીની વાત છે કે આ વખતે આપણને ફોજદાર સાથે વિરોધ થયો છે. કારણ, ફોજદાર સૂબેદારને તાબે, અને સૂબેદાર બાદશાહને તાબે; એટલે ફોજદાર સાથે વિરોધ કરવો તે બાદશાહ સાથે જ વિરોધ કરેલો કહેવાય. જેણે મારી ઉપર આટલી બધી મહેરબાની કરી છે, તેની વિરૂદ્ધ હથિયાર ઉપાડવાં, એ અત્યંત કૃતઘ્નતાનું કામ. આત્મરક્ષણ કરવાની સૌ કોઇની ફરજ છે—આત્મરક્ષણ સિવાય બીજા કોઈ પણ કારણસર ફોજદાર સાથે યુદ્ધ કરવું મને લાજમ નથી. માટે જ આ વિરોધ થયો એ હું મારૂં મોટું દુર્ભાગ્ય સમજું છું."

"હું એ આપણું—હિંદુમાત્રનું—સૌભાગ્ય સમજું છું ! કારણ, આપ પોતે જ જો મુસલમાનોનો પક્ષપાત કરશો, તો પછી હિંદુઓનું રક્ષણ કોણ કરશે ? હિંદુધર્મને પછી ઉભા રહેવાનું ઠેકાણું ક્યાં મળશે ? એ આપનું પોતાનું પણ સૌભાગ્ય સમજો; કારણ, જે હિંદુધર્મનો પુનરૂદ્ધાર કરશે, મનુષ્યોમાં તે જ કૃતી અને તે જ સૌભાગ્યશાળી કહેવાશે !"

"મૃણ્મયના સમાચાર મળે નહિ, ત્યાં સુધી શું કરવું અને શું નહિ, તે કશું કહી શકાય નહિ."

સાંજ પછી મૃણ્મય તરફથી સમાચાર મળ્યા. પીરબક્ષખાં નામે ફોજદારનો એક સેનાપતિ અડધુંએક ફોજદારી સૈન્ય લઇને આવતો હતો, અડધેક રસ્તે મૃણ્મયને તેનો ભેટો થયો અને તેની સાથે યુદ્ધ થયું. મૃણ્મયની અસાધારણ બહાદુરી અને ચાલાકીથી મુસલમાન સેના હારી ગઇ અને પીરબક્ષખાં ઘાયલ થઇ માર્યો ગયો. વિજયી મૃણ્મય લશ્કર સહિત પાછો આવતો હતો.

તે સાંભળી ચંદ્રચૂડે સીતારામને કહ્યું, "મહારાજ ! વિચાર શું કરો છો ? હમણાં ને હમણાં વિજયી સેનાને લઇ નદી પાર કરો અને જઇને ભૂષણા દખલ કરો."

---

## પ્રકરણ ૧૭ મું

"શ્રી !" જયંતી બોલી, "જુએ છે શું ? જા, જઇને તારા સ્વામીને મળ."

"હું શું તે વાસ્તે અહીં આવી છું કે?"

"માણસોમાં સૌથી શ્રેષ્ટ રાજર્ષિ. રાજાને રાજર્ષિ બનાવ."

"એ શું મારૂં ગજું ?"

"હું ધારૂં છું કે તારે હાથે એ મહત્ કાર્યની સિદ્ધિ થશે. માટે ઉઠ, જઇને રાજા સીતારામને પ્રણામ કર."

"જયંતી ! તુંબ પાણીમાં તરે છે, પરંતુ દોરીથી પથર સાથે જકડીને બાંધ્યો હોય તો તુંબ પણ ડૂબી જાય. હું શું પાછી ડૂબી મરૂં ?"

"અવિડત હોય, તો મરવું નહિ પડે. ડૂબકી મારનારાઓ સમુદ્રમાં

ડૂબકી મારે છે—તેઓ મરતા નથી, સામા રત્ન લઇને બહાર આવે છે.”

“મારામાં તે આવડત હોય, એવો મને ભરોસો નથી. માટે હમણાં તો હું રાજાને નહિં મળું. બને તો થોડા દિવસ અહીં રહી મારું મન તપાસી જોઉં. જો જોઇશ કે મારું ચિત્ત હજી પણ અવશ છે, તો મેં નિશ્ચય કર્યો છે કે સ્વામીને મળ્યા વગર જ આ દેશ છોડી ચાલ્યા જવું.”

આમ વામાટામામાં પડી શ્રી એકદમ રાજા પાસે ગઇ નહિ.

# તૃતીય ખંડ

## રાત્રિ-ડાકિણી

# પ્રકરણ ૧ લું

ભૂષણા દખલ થયું. યુદ્ધમાં સીતારામનો જય થયો. તોરાબખાં મૃણ્મયને હાથે માર્યો ગયો. પણ એ બધી ઇતિહાસની વાત—આપણને તેની સાથે લેવા દેવા નથી. એ તમામ વાતનો વિસ્તાર કરવા પાછળ વખત ગુમાવવો આપણને પરવડે નહિ. વાર્તા લખનારનું કામ અંદર-ખાનેની વિગત આપવાનું છે—ઇતિહાસમાં આવતી વિગત સાથે સંબંધ રાખવાનું તેને પ્રયોજન નથી.

ભૂષણા સર થયું. બાદશાહી સનદના અને પોતાના બાહુના બળે બંગાળના બારભૌમિક જીલ્લા ઉપર સત્તા જમાવી, મહારાજ પદ ધારણ કરી, સીતારામે રાજ કરવા માંડ્યું.

મુરતમાં જ ગંગારામને સજા કરવાનો સવાલ ઉભો થયો. તેની વિરૂદ્ધ પુરાવાની ખોટ નહોતી. પતિ ઉપર પ્રેમ રાખનાર અપરાધી રમાએ તમામ વાત સીતારામ પાસે ખુલ્લા દિલથી જાહેર કીધી. જે કંઇ બાકી રહ્યું તે મુરલા અને ચાંદશાહ ફકિરે પૂરૂં કરી આપ્યું. કેવળ ગંગારામનો ખુલાસો લેવાનો બાકી રહ્યો હતો, ત્યાં તો વાતે વધી જઇ મોટું રૂપ પકડયું.

રમાએ અંતઃપુરમાં બેસી આંખમાંથી આંસુ સારતાં સારતાં સીતારામને સઘળી વાત કહી. સીતારામે તે અક્ષરેઅક્ષર સાચી માની. તેની ખાત્રી થઇ કે ભોળી રમા નિર્દોષ હતી—વાંક એક માત્ર પુત્રસ્નેહ. પણ ગામલોક એ અભિપ્રાય ઉપર આવી શક્યું નહિ. ગંગારામને કેદ કરવાનું શું કારણ? આ સવાલ વિષે શહેરમાં ભારી ચર્ચા થવા લાગી. કંઇક મુરલાની ગફલતીને લીધે અને કંઇક પાંડે પહેરેગીરના લવારાને

લીધે રમાનું નામ આ સંબંધમાં જગબત્રીસીએ ચડ્યું. કોઇ કહેતાં, ગંગારામ મોગલને રાજ્ય વેચવા બેઠો હતો. કોઇ કહેતાં, તે નાની રાણીના મહેલમાં ગિરફતાર થયો હતો. કોઇ કહેતાં, બેઉ વાત સાચી—રાજ્ય વેચવાની સલાહમાં નાની રાણીનો એ હાથ હતો. આ અફવા રાજાને કાને એકદમ ગઇ નહિ, પણ રાણીને કાને ગઇ—જનાનખાનામાં એવી વાતનો સહેજમાં પ્રચાર થાય છે—ડાળપાંખડાં સાથે. બેઉ રાણીને કાને વાત ગઇ. સાંભળીને રમા ખાટલે પડી; તેણે રડી રડીને ઓશીકું ભીનું કર્યું અને અંતે ગળે ફાંસો ઘાલીને અથવા પાણીમાં ડૂબીને મરી જવાનો નિશ્ચય કર્યો. બીજા હાથ ઉપર નંદાએ જ્યારે એ વાત સાંભળી ત્યારે તેણે બુદ્ધિશાળી સ્ત્રીને છાજે તેવું કામ કર્યું.

નંદા શોધતી શોધતી જ્યાં રમા ઓશીકામાં મોં ઘાલી રડતી હતી, અને તળાવમાં ડૂબીને મરવું સારૂં કે ગળે દોરડું નાંખી ટિંગાઇને મરવું સારૂં, એ વાતની યથાશકિત મીમાંસા કરી રહી હતી, ત્યાં જઇ પહોંચી. તે બોલી, " તેં પણ સુઇ એ વાત સાંભળી હોય એમ જણાય છે." રમાએ ડોકું ધુણાવી હા કહી. તેની આંખમાં આંસુનું જોર વધ્યું.

નંદા તેની આંખ લૂછતી લૂછતી મમતાથી બોલી, " બ્હેન, એમ રડવાથી કલંક ધોવાય નહિ. ધીરજ રાખી કલંક દૂર થાય તેવાં પગલાં ભરવાં જોઇએ. બેઠી થા, અને બને તો ધીરેસાસ્તે બધી વાત ખુલ્લેખુલ્લી મને કહે, જોઉં ? હું તારી શોક છું, એ વાત હમણાં ભૂલી જા. તારે કપાળે કાળી ટીલી આવે કે નહિ આવે, પણ રાજાને તો બહુ નીચું જોવા જેવું થયું છે. તે તારા યે સ્વામી, મારા યે સ્વામી; આમાં મારા કરતાં તારી આબરૂ વધારે જાય છે, એવું મનમાં લાવીશ નહિ. વળી મહારાજ અંતઃપુરની જવાબદારી મારે માથે નાંખી ગયા હતા; તેમને

કાને આ વાત જાય તો મારે જવાબ શું દેવો ?"

રમાએ જવાબ દીધો, "જે કંઇ બન્યું છે, તે સઘળું મેં તેમને કહ્યું છે, મારી વાત સાચી માની તેમણે મને ક્ષમા આપી છે. મારો તો કંઇ વાંક નથી."

"તે કહેવાની જરૂર નથી—તારો કંઇ વાંક નથી એ વાત મને કહી તું દુઃખી શું કામ થાય છે ? તો પણ શું બન્યું તે વાત મને કહેવી ના કહેવી—"

"શા માટે નહિ કહું ? હું તમને સઘળી વાત કહીશ." એમ કહી આંખમાંનાં આંસુ રોકી રમા બેઠી થઇ અને તમામ વાત જેવી ને તેવી નંદાને કહી સંભળાવી.

નંદાને તેની વાત ઉપર પૂરેપુરો વિશ્વાસ બેઠો. તે બોલી, "તેં જો જરા સરખું યે મને પૂછીગાછીને આ કામ કર્યું હોત, બ્હેન, તો આવી મોંકાણ મંડાતે ખરી ? હશે, થયું તે થયું, તે માટે હવે તેને ઠપકો આપવાથી શું લાભ ? હવે તો જેથી આબરૂ રહે, તેવો રસ્તો કાઢવો જોઇએ."

"બ્હેન, તેવો રસ્તો જો નહિ કાઢો તો હું તમને ચોક્કસ કહું છું કે હું ડૂબીને મરીશ અથવા ગળે દોરડું બાંધીને મરીશ. ગરીબ કંગાળ ભિખારીની સ્ત્રી પણ માથે આળ આવે, તો જીવતા રહેવાનું પસંદ કરે નહિ— હું તો રાજાની રાણી."

"મરવાની જરૂર નહિ પડે, બ્હેન. તું એક ઘણુંજ સાહસભર્યું કામ કરી શકશે ? જો તું કરી શકે, તો મને લાગે છે કે પછી કોઇના મનમાં કોઇ પણ જાતનો અંદેસો રહેશે નહિ."

"એવું કોઇ પણ કામ નથી કે જે મારી લાજ બચાવવાને જાતે હું નહિ કરી શકું. શું કરવું પડશે ?"

"જેવી રીતે મારી આગળ તેં બધી વાત ખુલ્લેખુલ્લી કરી અને મને તે ઉપર વિશ્વાસ બેઠો, તેવી જ રીતે જેની જેની આગળ તું એ પ્રમાણે ખુલ્લેખુલ્લું કહેશે તે સર્વે તારી વાત માનશે, એવી મારી ચોક્કસ માન્યતા છે. જો રાજધાનીનાં તમામ લોક તારે પોતાને મોઢેથી બધી હકીકત સાંભળે તો પછી આ કલંક રહેશે નહિ"

"તે કેવી રીતે બને ?"

"હું મહારાજને કહી દરબાર ભરાવીશ. તે દાંડી પીટાવી શહેરનાં સઘળાં લોકને દરબારમાં હાજરી આપવા ફરમાવશે. ત્યાં ગંગારામની રૂબરૂ, શહેરનાં તમામ માણસોની રૂબરૂ, તારે આ બધી વાત કહેવી. આપણે રાજાની રાણીઓ, સૂર્ય પણ આપણાં દર્શન કરી શકતો નથી. પડદો છોડી શહેરનાં સઘળાં લોકની સમક્ષ જરા ય સંકોચ વિના સઘળી વાત કહેવાનું તારાથી બનશે ? જો બને, તો જ આપણી ઉપર આવેલું કલંક દૂર થાય."

તે સાંભળી સિંહણની માફક ગર્જના કરતી રમા બોલી, "બ્હેન, શહેરના માણસોને તો શું પણ આખા જગતના માણસોને તમે ભેગા કરો—જગતના માણસો સમક્ષ હું આ વાત છૂટથી કહીશ."

"કહેશે ?"

"કહીશ—નહિ તો મરીશ."

"ઠીક, ત્યારે હું મહારાજને કહીને દરબારનો બંદોબસ્ત કરાવું છું. તું હવે રડતી ના."

નંદા ઉઠીને ગઈ. રમાએ પણ પથારીમાંથી ઉઠી, આંખ લુછી, છોકરાને ખોળે લઇ તેને મુખચુંબન કર્યું. અત્યાર સુધી તે પણ કર્યું નહોતું.

નંદાએ માણસ મોકલી રાજાને અંતઃપુરમાં બોલાવી મંગાવ્યો.

ગામમાં શું ગપાટા ઉડયા હતા, સૌ કોઇ કેવી કુથલી કરતા હતા, તે તેણે રાજાને કહી સંભળાવ્યું. ત્યાર બાદ રમા સાથે પોતાને જે વાત-ચીત થઈ હતી, તે પણ નંદાએ રાજાને કહી સંભળાવી. છેવટે, ગળે લૂગડું લગાડી, ઘૂંટણિયે બેસી, બેઉ હાથે રાજાના બેઉ પગની રજ લેતી લેતી તે બોલી, "અમે બેઉ જણી પગે લાગી તમને અરજ કરીએ છીએ કે આજે તમે અમારૂં માન રાખો, આ કલંકમાંથી અમારો ઉદ્ધાર કરો, નહિ તો અમે બેઉ આપઘાત કરી મરીશું."

કલંકની વાત તથા તે દૂર કરવા માટે નંદાએ કીધેલી સૂચના સાંભળી સીતારામને બહુ દુઃખ થયું. તે બોલ્યો, "રાજાની રાણી—હું તેને કેવી રીતે દરબારમાં બહાર કાઢું? મારી પોતાની જ રાણીને સાધારણ કુલટાની માફક અદાલતમાં કેવી રીતે ખડી કરી દઉં?"

"તમે ભલે એમ માનો, મારૂં માનવું એવું નથી; શામાં શરમ વધારે છે—રાજરાણી દરબારમાં હાજર થાય તેમાં, કે તેને માથે કુલટા-પણાનું આળ રહે તેમાં?"

"એવું મિથ્યા આળ તો રાજાને માથે સીતાના વખતથી ચાલ્યું આવે છે. આટલી બધી ધાંધલ કરવા કરતાં બેહતર તો એજ છે કે જેમ રામે સીતાને કાઢી મુકી તેમ મારે પણ રમાને ઘરમાંથી કાઢી મૂકવી. એટલે આ બધી પંચાત એની મેળે પતી જશે!"

"મહારાજ! નિર્દોષને કાઢી મુકવી છે, તેનો ન્યાય કરવો નથી—આ તમારો રાજધર્મ? રામચંદ્રે કર્યું, માટે તમારે યે કરવું? તે પૂર્ણબ્રહ્મ—તેણે સ્ત્રીને કાઢી મુકી તો શું, અને રાખી તો ય શું? તમને તે છાજે, મહારાજ?"

"આ સમસ્ત પ્રજા, શત્રુ, મિત્ર, અને બીજા સારા માણસોની વચ્ચે મારી રાણીને કુલટાની માફક ખડી કરી દેતાં મારી છા

નહિ જાય ? હું કંઇ પથર નથી."

"મહારાજ! તે દહાડે પચાસ હજાર માણસોના દેખતાં શ્રી ઝાડની ડાળીએ ચઢી નાચી તે વેળા તો તમારી છાતી દશ હાથ હતી, નહિ ?"

નંદા તરફ ક્રોધ ભરી નજર નાંખી સીતારામે જવાબ દીધો, "હા, હતી, નંદા! આજે નથી, એજ મારૂં મોટું દુઃખ છે."

ઇંટ મારી રોડું ખાઇ નંદાએ બે હાથ જોડી માફ માગી. જોડ હાથ કરી તે જીતી ગઇ. સીતારામ આખરે દરબાર ભરવાને કબૂલ થયો. તેને બીજો રસ્તો નહોતો—કાં તો દરબાર ભરે કે કાં તો રમાને કાઢી મુકે. અને—રમા નિર્દોષ! કાજે જ દરબાર ભર્યા સિવાય છૂટકો નહોતો.

દુઃખી દિલે રાજાએ ચંદ્રચૂડ પાસે જઇને તેને તમામ વાત કહી. બ્રાહ્મણભાઇને આબરૂ–પડદા ઉપર ઝાઝી શ્રદ્ધા નહોતી. "ઠીક," કહી તેણે રાજાની હામાં હા ભેળવી, જોકે રમા જાહેરમાં પોતાનું મન દૃઢ રાખી શકશે કે કેમ, તે વિષે તેના મનમાં વસવસો હતો. રાજાના મનમાં યે વસવસો હતો કે જો રમા ઢચુપચુ થઇ, તો—બધું સાતડે સાત!

---

## પ્રકરણ ૨ જું

સીતારામે દાંડી પીટાવી કે જાહેર દરબારમાં ગંગારામનો ન્યાય કરવામાં આવશે, અને હૂકમ કર્યો કે તે વખતે શહેરનાં તમામ લોકે ત્યાં હાજર રહેવું. આ હૂકમને માન આપી હજારો માણસો ઠેરવેલે

દિવસે અને ઠેરવેલે વખતે દરબાર જોવા ઉતરી પડયા. દિલ્લીની નકલ કરી સીતારામે એક " દીવાનેઆમ " બંધાવ્યો હતો. આજે રાજસેવકોએ તે ખુબ કાળજી લઇ શણગાર્યો હતો. દિલ્લીની માફક તેને રૂપાનો ચંદરવો કે મોતીની ઝાલર નહોતાં, પણ તેને બદલે ચાંદરણી જેવું સફેદ રેશમી કપડું ત્યાં જડયું હતું, અને તેમાં જરીની કારીગીરી કરેલી હતી. થાંભલાઓ પણ તેવી જ સુંદર કારીગીરીવાળા હતા; તેમને ફરતું રેશમી કપડું લપેટવામાં આવ્યું હતું. જમીન ઉપર રંગબેરંગી ચિત્રોવાળો કોમળ ગાલીચો પાથર્યો હતો. દીવાનની વચ્ચોવચ્ચ, સફેદ સંગેમરમરના ઉંચા તખ્તા ઉપર, સીતારામને બેસવા માટે સોનાચાંદીનું મોતીની ઝાલરોવાળું સુંદર સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું. ચોતરફ ફરતા વિચિત્ર વેષધારી સિપાઇઓ સફ સમારીને ઉભા હતા. બહાર ઘોડેસ્વાર સિપાઇઓ કાયદો અને વ્યવસ્થા જાળવતા હતા.

ધીમે ધીમે કિલ્લો માણસોથી ભરાઇ ગયો. " દીવાનેઆમ " માં ફકત ખાસ વર્ગ—મોટા લોક—ને જ જગા મળી. આમ વર્ગ—નાના લોક—" દીવાનેઆમ "ની આસપાસ ફરી વળી બહાર ઉભા ઉભા જ જોવા લાગ્યા.

આ બધી દોડધામ બારીમાંથી જોઇ મહારાણી નંદાદેવી રમાને ત્યાં બોલાવી લાવી, અને સઘળી ધમાલ તેને દેખાડતી દેખાડતી બોલી, "કેમ, આવડી મોટી સભામાં વચ્ચોવચ્ચ ઉભી રહી બોલી શકશે કે? છાતી ચાલશે કે ?"

" જો સ્વામી ઉપર મારી ભક્તિ હશે, તો જરૂર હું બોલી શકીશ."

" અમે કોઈ સાથે આવીએ ? કહે તો હું આવું."

" આ શરમિંદગીના દરિયામાં મારા ભેગા તમે શા માટે ઝીપલાવો ? કોઈને આવવાની જરૂર નથી, ફકત એક કામ કરજો—જ્યારે

મારે બોલવાનો સમય આવે, ત્યારે મારા બાળકને લઇને કોઇ મારી પાસે ઉભું રહે, એવી ગોઠવણ કરજો. તેનું મોં જોઇને મને હિંમત આવશે."

એ વાત કબૂલ કરી નંદાએ કહ્યું, "દરબારમાં જવાનો વખત થયો છે. લુગડું બુગડું બરાબર કરી આવ. જલદી તૈયાર થા."

તૈયારી કરવા રમા પોતાના ઓરડામાં ગઇ. ત્યાં બારણું બંધ કરી, ભોંય ઉપર બેસી, હાથ જોડી બોલવા મંડી, "જય લક્ષ્મીનારાયણ! જય જગદીશ! આજનો દહાડો મારે જે કંઇ બોલવાનું છે તે બોલી રહું, પછી જોઇએ તો મને જીંદગીભર મુગી બનાવજો! આજનો દહાડો દરબારમાં મારી કહાણી કહી રહું, પછી એવો પ્રસંગ મારે ફરીને આ જન્મમાં જોવો પડે નહિ, એવું કરજો! હે ભગવાન! આજનો દહાડો આબરૂ રાખજો કે જેથી પાછળથી મરતી વખતે મને કોઇ જાતનો સંતાપ રહે નહિ."

પછી લુગડું બદલવાનું યાદ આવ્યું. દાસી પાસેથી એક સાધારણ લુગડું માગી લઇ તે પહેરી દરબારમાં જવા માટે રમા તૈયાર થઇ ગઇ. નંદાએ તે જોઇ પૂછ્યું, "આમ કેમ?"

"આજે મારે શણગાર કરવાનો દહાડો નથી," રમાએ જવાબ દીધો. "જો વિધાતા કદી શણગારના દિવસ પાછા આપશે, તો ફરી શણગાર સજીશ. નહિ તો આ છેલ્લો જ શણગાર. આ જ વેષે દરબારમાં જઇશ."

નંદાને પણ એ ઠીક લાગ્યું. તેણે વિશેષ ખણખોદ કરી નહિ.

---

# પ્રકરણ ૩ જું

વખત થયો, એટલે શ્રીમંત મહારાજ સીતારામ રાય "દીવાને-આમ"માં પધારી સિંહાસન ઉપર બિરાજ્યા. નકીબે નેકી પોકારી, પરંતુ ગાનતાનની તે દહાડે મનાઇ કરવામાં આવી હતી.

ઝાંઝરિયા સહિત ગંગારામને દરબારમાં ખડો કરવામાં આવ્યો. બહાર ઉભેલા લોકો તેને જોવાને ડોકાં ઉંચાં કરી ધક્કામુક્કી કરવા લાગ્યા. સિપાઇઓએ તેમને શાંત પાડયા.

રાજા ગંભીર સ્વરે બોલ્યો, "ગંગારામ! તું મારો સગો, જાત-ભાઇ, પ્રજા અને પગારદાર. મેં તારી તરફ ખાસ માયામહેરબાની દેખાડી, તને મારો વિશ્વાસુ માણસ ગણ્યો, એ સૌ કોઇ જાણે છે. એક વાર મેં તારો જીવ પણ બચાવ્યો છે. આમ છતાં તેં વિશ્વાસ-ઘાતનું કામ શા માટે કર્યું? રાજ્ય તરફથી તને સજા થવી જોઇએ."

ગંગારામે નમનતાઇપૂર્વક જવાબ દીધો, "કોઇ દુશ્મને મારી ઉપર ખોટાં આળ મુકી આપને ભંભેર્યા છે. મેં વિશ્વાસઘાતનું એકે કામ કર્યું નથી. મહારાજ, આપ પોતે મારો ઇન્સાફ કરો છો—ઉમેદ છે કે કાયદેસર પુરાવા મળે નહિ, ત્યાં સુધી આપ મને સજા કરશો નહિ."

"તેમ જ થશે. અમને જે કાયદેસર પુરાવા મળ્યા છે તે સાંભળ, અને યથાશક્તિ તેના જવાબ દે." એમ કહી ચંદ્રચૂડ તરફ જોઇ રાજા બોલ્યો, "આપ જે કંઇ જાણતા હો, તે જાહેર કરો."

પોતે જે કંઇ જાણતો હતો તે ચંદ્રચૂડે દરબારમાં વિગતવાર કહી સંભળાવ્યું. તે ઉપરથી ત્યાં હાજર રહેલા તમામ લોકની ખાત્રી થઇ કે જે વખતે મુસલમાનો કિલ્લા ઉપર હુમલો કરવાના હેતુથી નદી

ઓળંગતા હતા, તે વેળા ચંદ્રચૂડે આજીજી કરવા છતાં પણ ગંગારામે કિલ્લાના બચાવની તજવીજ કીધી નહોતી. ચંદ્રચૂડની કથા સમાપ્ત થઇ એટલે રાજાએ ગંગારામને પૂછ્યું, "નરાધમ! આનો તું શું જવાબ આપે છે?"

ગંગારામ હાથ જોડી બોલ્યો, "એ પોર્યાઓને ઉઠાં ભણાવનાર મહેતાજી! યુદ્ધની વાત એ બામણો શું સમજે? મુસલમાનો આ પાર આવ્યા નથી, તેમણે કિલ્લા ઉપર હુમલો પણ કર્યો નથી. જો તેમણે હુમલો કર્યો હોત, અને હું તેમને મારી હઠાવતે નહિ, તો પંતુજીની વાતમાં વજુદ કહેવાતે. મહારાજ! કિલ્લામાં હું પણ રહેતો હતો. કિલ્લાનો નાશ થાય તેમાં મને શું લાભ?"

"શું લાભ, તે બીજા એક સાક્ષીને મોંઢેથી સાંભળ," કહી રાજાએ ચાંદશાહ ફકિરને પોતાની હકીકત રજુ કરવા આજ્ઞા કીધી.

કિલ્લા ઉપર હુમલાની નિષ્ફળ તજવીજ થઇ તેને આગલે દહાડે રાતે ગંગારામ તોરાબખાં પાસે ગયો હતો, તે સંબંધી પોતે જે કંઇ જાણતો હતો તે તમામ ચાંદશાહે કહી સંભળાવ્યું. રાજાએ ગંગારામને પૂછ્યું, "એનો શું જવાબ આપે છે?"

"હું તે રાતે તોરાબખાં પાસે ગયો હતો, એ વાત સાચી. વિશ્વાસઘાતક હોવાનો ઢોંગ કરી, ભુલાવામાં નાંખી, કિલ્લાની તળેટીમાં લાવી તેને ટીપી મારવો—એ હેતુથી હું તેની પાસે ગયો હતો."

"ત્યારે તે માટે તોરાબખાં પાસે તેં ઇનામ શા માટે માગ્યું હતું?"

"નહિ તો મારી વાત ઉપર તે ભરોસો કરતે નહિ."

"શું ઇનામ માગ્યું હતું?"

"અડધું રાજપાટ."

"બીજું કંઇ?"

"કંઇ નહિ."

રાજાએ ચાંદશાહ ફકિરને પૂછ્યું, "આપ એ વિષે કંઇ જાણો છો?"

"હા."

"આપને કેવી રીતે ખબર પડી?"

"હું મુસલમાન ફકિર, તોરાબખાંને ત્યાં જવા આવવાનો મારે વ્યવહાર હતો, તે પણ મારો સારો આદરસત્કાર કરતો હતો. તેની વાત મેં કોઇ દિવસ મહારાજની હજુરમાં કીધી નથી, તેમ મહારાજની વાત મેં કોઇ દિવસ તેની હજુરમાં યે કીધી નથી. આ કારણસર હું કોઇ પણ પક્ષના માણસ તરીકે ગણાતો નહોતો. આજે તે હયાત નથી, એટલે જુદી વાત છે. જે દિવસ મહારાજને હાથે માર ખાઇ મધુમતીને કિનારેથી તે પાછો ફરતો હતો, તે દહાડે જ રસ્તામાં તેની સાથે મને મેળાપ થયો હતો. તે વખતે ગંગારામના વિશ્વાસઘાત સંબંધી મારે તેની સાથે વાતચીત થઇ હતી. ગંગારામે તેને દગો દીધો હતો એ ખ્યાલથી તેણે પોતાની મેળે જ એ બધી વાત મને કહી હતી. ગંગારામે અડધું રાજ ઇનામમાં માગ્યું હતું, એટલું જ નહિ, પણ બીજું પણ કંઇક માગ્યું હતું. પણ તે વાત હજુરમાં નિવેદન કરતાં મને ઘણો ડર લાગે છે—અભય મળ્યા સિવાય કહી શકતો નથી."

"જરા પણ ભય રાખ્યા વગર કહો."

"બીજું ઇનામ—મહારાજની નાની રાણી!"

પ્રેક્ષકો સમુદ્રની માફક ગાજી ઉઠયા—ગંગારામને જાતજાતની ગાળ દેવા લાગ્યા. સિપાઇઓએ તેમને શાંત કર્યા.

ગંગારામ બોલ્યો, "મહારાજ! એ બધી વાહિયાત વાત છે!

મારો પોતાનો પરિવાર છે—એ વાત મહારાજની જાણ બહાર નથી. એ સિવાય, હું કોટવાલ હતો—સ્ત્રીઓ તરફ મારી રૂચી હોત, તો મને નહિ મળી શકે એવી બહુ થોડી સ્ત્રીઓ હતી. મહારાજનાં નાનાં રાણીને મેં કોઇ દિવસ દીઠાં નથી, તેમની લાલસા મને કેમ થાય?"

"ત્યારે તું કૂતરાની માફક ભરાતો ચંપાતો મારા અંતઃપુરમાં શા માટે જતો હતો?"

"કોઇ દહાડો ગયો નથી!"

પાંડે પહેરેગીરને બોલાવવામાં આવ્યો. દાઢી હલાવતો હલાવતો તે બોલ્યો, "ગંગારામ રોજ મોડી રાતે મુરલા સાથે તેનો ભાઇ છું એમ જણાવી અંતઃપુરમાં આવજા કરતો હતો."

"ખોટી વાત, મહારાજ!" ગંગારામ બોલ્યો, "આ માણસ મુરલાના ભાઇને પણ શું કામ અંતઃપુરમાં જવા દે?"

એના જવાબમાં પાંડેએ કહ્યું, "હું ગંગારામને બહુ સારી પેઠે ઓળખતો હતો; કોટવાલને હું કેવી રીતે રોકું? માટે જ ઓળખવા છતાં નહિ ઓળખ્યો કર્યો!"

ગંગારામે જોયું કે બાજી ધીમે ધીમે બગડતી જતી હતી. એકાએક તેને આશા આવી કે મુરલા પોતે આ બધી વાત કદી કબૂલ કરશે નહિ, કબૂલ કરે તો તે પોતે પણ સજાપાત્ર ઠરે—તેને શું પોતાના જીવનો ભય નહિ હોય? એ ભરોસે તે બોલ્યો, "મુરલાને બોલાવી પૂછી જુઓ—બધી વાત જૂઠી માલમ પડશે."

બિચારાને ખબર નહોતી કે શ્રીમતી મહારાણી નંદાઠકુરાણીએ મુરલાને પહેલેથી જ હાથ કરી રાખી હતી. નંદાએ મુરલાને સમજાવ્યું હતું કે "મહારાજ સ્ત્રીહત્યા નહિ કરે—તારે મોતની સજાનો ડર રાખવો નહિ. બાઇ માણસને કોઇ જાતની શારીરિક સજા થાય નહિ, માટે

તે વાતનો યે તારે ડર નહિ રાખવો. તને કંઇ ને કંઇ સજા થશે એ ચોક્કસ, તોપણ જો તું સાચી વાત કહી દેશે તો તને બહુ થોડી સજા થશે.” સુરલાના ધ્યાનમાં એ વાત ઉતરી હતી, એટલે તેણે તમામ વાત સાચી કહી દીધી—કંઇ પણ બાકી રાખ્યું નહિ.

સુરલાની જુબાનીથી ગંગારામને માથે જાણે વજ્રાઘાત થયો. તો પણ તેણે આશા છોડી નહિ. તે બોલ્યો, “મહારાજ! આ બાઇ બહુ બદચાલ છે. શહેરમાં ભટકતી મેં એને અનેકવાર પકડી છે, અને કંઇક સજા પણ કરી છે! બનવાજોગ છે કે મારી ઉપર વેર લેવાની ઘાનતથી એણે આ બધી વાત જોડી કાઢી હોય!”

“ગંગારામ, ત્યારે તું કોની વાત માનશે? ખુદ મહારાણી પોતે આવીને કહે તો તે વિશ્વાસયોગ્ય ખરૂં?”

ગંગારામને તો જાણે હાથ પહોળા કરતાં જ સ્વર્ગ મળ્યું! તેની પાકી ખાત્રી હતી કે રમા જાહેર દરબારમાં કદી નહિ આવે અને, કદાચ આવે, તો લોકો સમક્ષ આ બધી વાત કહેતાં તેની જીભ નહિ ચાલે. તેણે જવાબ દીધો, “બેશક. જો મહારાણીજીની જુબાની ઉપરથી હું ગુન્હેગાર ઠરૂં, તો મને યોગ્ય સજા કરજો.”

રાજાએ અંતઃપુર તરફ નજર કીધી. ગંગારામે અજાયબી સાથે જોયું કે મેલું વસ્ત્ર પહેરી ઘૂમટો તાણી એક રમણી બ્હીધેલા બાળકની માફક ધીરે ધીરે દરબારમાં આવતી હતી. જેની છાપ તેની રગેરગમાં પડી હતી, તે રૂપ જોતાંની સાથે જ ગંગારામે પિછાણ્યું. તે બહુ ગભરાટમાં પડયો. પ્રેક્ષકોમાં જબરો કોલાહલ મચ્યો. સિપાઇઓએ સઘળું શાંત પાડયું.

રમાએ પ્રથમ રાજાને અને પછી ચંદ્રચૂડને દૂરથી ભોંયે પડી પ્રણામ કર્યાં. ત્યાર બાદ ઘૂમટો કાઢી નાંખી તે સૌની સામે છતી થઇ

ઉભી—મલિન વસ્ત્રમાં પણ તેનું રૂપ ઉછળ ઉછળ થઇ રહ્યું. રાજા બોલતો નહોતો—નીચી મુડી ઘાલી બેસી રહ્યો હતો— તે જોઇ ચંદ્રચૂડે રમાને કહ્યું, “ મહારાણી, આજે ગંગારામની તપાસ ચાલે છે. એ માણસ કોઇ વાર તમારા મહેલમાં આવ્યો હોય તો તે શા માટે, તમારી સાથે તેને શું શું વાતચીત થઇ, એ સઘળું કહો. રાજાની આજ્ઞા છે અને મારી—હું તમારો ગુરૂ—મારી પણ આજ્ઞા છે કે જે કંઇ હોય તે સાચેસાચું કહેજો.”

રમાએ ડોક ઉંચી કરી ગુરૂને જવાબ દીધો, “ રાજાની રાણીઓ કદી પણ જૂઠું બોલતી નથી. અમે જો જૂઠું બોલતાં હોત, તો આ સિંહાસન કયારનું યે ભાંગીને ચૂરેચૂરા થઇ ગયું હોત.”

બહાર લોકોએ પોકાર કર્યો, “ મહારાણીજીકી જય !”

રમાને હિંમત આવી. તે બોલી, “ કહું શું, ગુરૂદેવ ! હું રાજાની રાણી—રાજાનો નોકર, મારો નોકર—હું જે આજ્ઞા કરૂં, તેનું પાલન નોકર કેમ નહિ કરે ? રાજકાર્ય માટે મેં કોટવાલને બોલાવ્યો હતો— કોટવાલ આવી આજ્ઞા સાંભળી ગયો—એની વળી તપાસ કેવી, મારે કહેવાનું પણ શું હોય ?”

લોક આ સાંભળી ઠંડા થઇ ગયાં, તેમણે પાછો જયનાદ કર્યો નહિ. કેટલાંક દિલગીર થયાં; કેટલાંક બોલ્યાં, “ કબૂલ !”

ચંદ્રચૂડે પૂછ્યું, “ એવું શું રાજકાર્ય હતું, બેટી, કે રાતે કોટવાલને બોલાવવો પડયો ?”

રમાએ જવાબ દીધો, “ ત્યારે સઘળી વાત સાંભળો.” એમ કહી તેણે પોતાના પુત્રને જોવા માટે આસપાસ નજર કરી. પુત્ર બની-ઠની ધાવની ખોળામાં બેઠો હતો. તેનું મોં જોઇ રમાને હિંમત આવી. પછી તેણે પોતાની વાત વિસ્તારથી કહેવા માંડી.

દૂરથી આવતા સંગીત જેવા ધીમા અવાજે રમાએ બોલવાની શરૂઆત કીધી—બધાથી તે સંભળાયું નહિ. બહાર ઉભેલાં લોક બૂમ પાડી કહેવા લાગ્યાં, "રાણીજી, અમને સંભળાતું નથી—મોટેથી બોલો." રમાએ અવાજ મોટો કર્યો. પછી રખેને પોતાના બાળક ઉપર આફત આવી પડે એ બ્હીકથી તેણે આ સાહસ ખેડયું હતું, એ વાત જ્યારે તે સૌને સમજાવવા લાગી—જ્યારે વારેવારે બાળકના ચાંદ જેવા મોં તરફ જોઇ, આંસુથી તરબોળ બની, માતૃસ્નેહના ઉભરા ઉપર ઉભરા તે કાઢવા લાગી—ત્યારે સ્પષ્ટ, સ્વર્ગીય, અપ્સરાને પણ ઝાંખી પાડે તેવા, ત્રણ ગ્રામ[1] મિશ્રિત, મનોહર સંગીતની માફક તેનો મધુર અવાજ સાંભળનારાઓના કાનમાં ગણગણવા લાગ્યો. સૌ કોઇ મુગ્ધ થઇ સાંભળી રહ્યા. ત્યાર પછી રમાએ ધાવના ખોળામાંથી બાળકને એકાએક ઉપાડી રાજાના પગ પાસે મુકયું અને હાથ જોડી કહ્યું, "મહારાજ, આપને બીજાં સંતાન છે—મારે આ એકજ છે. આપને રાજ્ય છે—મારૂં રાજ્ય આ બાળક. આપને ધર્મ છે, કર્મ છે, જશ છે, સ્વર્ગ છે—હું મોકળા દિલથી કહું છું કે આ બાળક, એજ મારો ધર્મ, એ જ મારૂં કર્મ, એજ મારો જશ અને એજં મારૂં સ્વર્ગ. મહારાજ, હું ગુન્હેગાર હોઉં, તો બેલાશક મને સજા કરો."

સાંભળનારાઓની આંખ આંસુથી ભરાઇ ગઇ. તેઓ ફરી ફરીને જયનાદ કરવા લાગ્યા. પરંતુ લોક ભલા ભુંડા બન્ને જાતનાં હોય છે—કેટલાકે જયનાદ કર્યો, પણ બીજા કેટલાકે તેમાં સાથ દીધો નહિ. જયનાદ બંધ થયો એટલે કોઇ અડધું મોટેથી બોલ્યું, "આ વાત તો કંઇ આપણા ધ્યાનમાં ઉતરતી નથી." એક ડોસી બોલી, "એના

બાપનું કપાળ! રાતને વખતે મરદને બોલાવે અને ઉપરથી સતી થાય છે!" કોઇએ કહ્યું, "રાજા ભલે એ વાત માની ભોળવાય, અમે ભોળવાઇ જઇએ તેવાં નથી!" કોઇ બાઇ બોલી, "રાણી થઇને એ આવાં કામ કરે, તો અમે ગરીબ દુઃખી શું ન કરીએ?"

આ સઘળી વાત સીતારામને કાને પડી. તેણે રમાને કહ્યું, "લોક બધાં તો કંઇ તારી વાત માનતાં નથી."

રમા કેટલીક પળ મોં નીચું કરી ઉભી રહી. તેની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં, પણ તરતજ સાવધ થઇ રાજાને ઉદ્દેશી તેણે કહ્યું, "જો મારી વાત ઉપર વિશ્વાસ બેસતો નહિ હોય, તો મારે એક જ રસ્તો રહ્યો. તમારી રાજધાનીના કલંક રૂપે મારે હવે જીવવું નકામું છે. આપ ચિતા તૈયાર કરવાની આજ્ઞા આપો—હું સૌની સમક્ષ બળી મરૂં. તેમાં મને દુઃખ નથી. લોકે મને દોષીત માની—મરવાથીજ એ દુઃખ જશે. પણ એક વાત પૂછું, મહારાજ! હું બેવફા છું, એમ આપ પણ માનો છો? જો તેમ હોય, તો—" કહેતાં કહેતાં રમાની આંખ પાછી આંસુથી ભરાઇ આવી—"તો હું બળી મરૂં તે યે વૃથા છે. જો આપ આ લોકસભામાં જાહેર કરો કે આપ પોતે મારી વાત માનો છો, તો એ ચિતા હું સ્વર્ગ સમજીશ.—મહારાજ, પરલોકનો ઉદ્ધાર કરનાર ભૂદેવતુલ્ય ગુરૂદેવ અહીં મારી સામે છે. એમની સમક્ષ ઇષ્ટદેવને સાક્ષી રાખી કહું છું કે હું બેવફા નથી. જે ગુરૂ કરતાં પણ મારે વધારે પૂજ્ય છે, જે મનુષ્ય હોવા છતાં એ દેવતા કરતાં પણ મારે વધારે પૂજ્ય છે, એવા પતિદેવતા આપ પોતે મારી સામે છો—પતિદેવતાને સાક્ષી રાખી હું કહું છું કે હું બેવફા નથી. મહારાજ, જો હું બેવફા હોઉં તો આ નારીદેહ ધારણ કરી મેં જે કંઇ દેવસેવા, બ્રાહ્મણસેવા, દાન, વ્રત, નિયમ કર્યાં છે, તે સઘળાં ફોક થજો! પતિસેવા

સિવાય સ્ત્રીલોકને બીજું પુણ્ય નથી; તન, મન અને વચનથી આપની કેવી ચરણસેવા મેં કરી છે, તે આપ એકલાજ જાણો છો—જો હું બેવફા હોઉં તો મારૂં આ પુણ્ય ફોક થજો! જો હું બેવફા હોઉં તો આ જન્મમાં મેં જે કંઇ આશા, જે કંઇ ઉમેદ, જે કંઇ ઇચ્છા, જે કંઇ મનોરથ કર્યાં હોય, તે સઘળાં ફોક થજો! મહારાજ, સ્ત્રીને સ્વામીદર્શન તુલ્ય બીજું પુણ્ય નથી, સુખ પણ નથી—જો હું બેવફા હોઉં, તો આ જન્મે મારૂં એ સુખ હમેશનું જજો! જે પુત્રને ખાતર મને આ કલંક લાગ્યું છે, જે પુત્ર તુલ્ય આ જગતમાં મારે બીજું કશું નથી—હું જો બેવફા હોઉં તો તે પુત્રનું મોં જોવાનું મારા નશીબમાંથી હમેશનું જજો! મહારાજ, વધારે શું કહું?—જો હું બેવફા હોઉં, તો જન્મે જન્મે મારો નારીજન્મ હોજો અને જન્મે જન્મે સ્વામી તથા પુત્રનાં મોં જોવાનું સુખ મને મળજો નહિ!"

રમા આગળ બોલી શકી નહિ—કાપેલી વેલની માફક તે જમીન ઉપર પડી મૂર્છા પામી. દાસીઓ દોડી આવી તેને ઉંચકીને અંતઃપુરમાં લઇ ગઇ. બાળક પણ ધાવની કેડે બેસી રોતો રોતો મા સાથે ગયો. પ્રેક્ષકોની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. ગંગારામના હાથપગમાં ઘાલેલી સાંકળ ઝણઝણી ઉઠી. લોકોએ તોફાની દરિયાની માફક ચંચળ બની મોટો કોલાહલ કરી મુકયો—સિપાઇઓ તે એકદમ શાંત કરી શકયા નહિ.

પછી ચોમેરથી "ગંગારામ શું કહે છે?" "ગંગારામ આ વાત પણ જૂઠી કહે છે કે?" "જો ગંગારામ કહેતો હોય કે આ વાત જૂઠી છે, તો આવો આપણે એના ટુકડેટુકડા કરી નાંખીએ!" એવા પોકાર થવા લાગ્યા. ગંગારામે જોયું કે "જો આ વખતે લોકનું મન ફેરવીશ નહિ, તો બચવું મુશ્કેલ છે." ગંગારામ બુદ્ધિમાન હતો, તે સમજી

આપનું કપાળ! રાતને વખતે મરદને બોલાવે અને ઉપરથી સતી થાય છે!" કોઇએ કહ્યું, "રાજા ભલે એ વાત માની ભોળવાય, અમે ભોળવાઇ જઇએ તેવાં નથી!" કોઇ બાઇ બોલી, "રાણી થઇને એ આવાં કામ કરે, તો અમે ગરીબ દુઃખી શું ન કરીએ?"

આ સઘળી વાત સીતારામને કાને પડી. તેણે રમાને કહ્યું, "લોક બધાં તો કંઇ તારી વાત માનતાં નથી."

રમા કેટલીક પળ મોં નીચું કરી ઉભી રહી. તેની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં, પણ તરતજ સાવધ થઇ રાજાને ઉદ્દેશી તેણે કહ્યું, "જો મારી વાત ઉપર વિશ્વાસ બેસતો નહિ હોય, તો મારે એક જ રસ્તો રહ્યો. તમારી રાજધાનીના કલંક રૂપે મારે હવે જીવવું નકામું છે. આપ ચિતા તૈયાર કરવાની આજ્ઞા આપો—હું સૌની સમક્ષ બળી મરૂં. તેમાં મને દુઃખ નથી. લોકે મને દોષીત માની—મરવાથીજ એ દુઃખ જશે. પણ એક વાત પૂછું, મહારાજ! હું બેવફા છું, એમ આપ પણ માનો છો? જો તેમ હોય, તો—" કહેતાં કહેતાં રમાની આંખ પાછી આંસુથી ભરાઇ આવી—"તો હું બળી મરૂં તે યે વૃથા છે. જો આપ આ લોકસભામાં જાહેર કરો કે આપ પોતે મારી વાત માનો છો, તો એ ચિતા હું સ્વર્ગ સમજીશ.—મહારાજ, પરલોકનો ઉદ્ધાર કરનાર ભૂદેવતુલ્ય ગુરૂદેવ અહીં મારી સામે છે. એમની સમક્ષ ઇષ્ટદેવને સાક્ષી રાખી કહું છું કે હું બેવફા નથી. જે ગુરૂ કરતાં પણ મારે વધારે પૂજ્ય છે, જે મનુષ્ય હોવા છતાં એ દેવતા કરતાં પણ મારે વધારે પૂજ્ય છે, એવા પતિદેવતા આપ પોતે મારી સામે છો—પતિદેવતાને સાક્ષી રાખી હું કહું છું કે હું બેવફા નથી. મહારાજ, જો હું બેવફા હોઉં તો આ નારીદેહ ધારણ કરી મેં જે કંઇ દેવસેવા, બ્રાહ્મણસેવા, દાન, વ્રત, નિયમ કર્યાં છે, તે સઘળાં ફોક થજો! પતિસેવા

સિવાય સ્ત્રીલોકને બીજું પુણ્ય નથી; તન, મન અને વચનથી આપની કેવી ચરણસેવા મેં કરી છે, તે આપ એકલા જ જાણો છો—જો હું બેવફા હોઉં તો મારૂં આ પુણ્ય ફોક થજો! જો હું બેવફા હોઉં તો આ જન્મમાં મેં જે કંઇ આશા, જે કંઇ ઉમેદ, જે કંઇ ઇચ્છા, જે કંઇ મનોરથ કર્યાં હોય, તે સઘળાં ફોક થજો! મહારાજ, સ્ત્રીને સ્વામીદર્શન તુલ્ય બીજું પુણ્ય નથી, સુખ પણ નથી—જો હું બેવફા હોઉં, તો આ જન્મે મારૂં એ સુખ હમેશનું જજો! જે પુત્રને ખાતર મને આ કલંક લાગ્યું છે, જે પુત્ર તુલ્ય આ જગતમાં મારે બીજું કશું નથી—હું જો બેવફા હોઉં તો તે પુત્રનું મોં જોવાનું મારા નશીબમાંથી હમેશનું જજો! મહારાજ, વધારે શું કહું?—જો હું બેવફા હોઉં, તો જન્મે જન્મે મારો નારીજન્મ હોજો અને જન્મે જન્મે સ્વામી તથા પુત્રનાં મોં જોવાનું સુખ મને મળજો નહિ!"

રમા આગળ બોલી શકી નહિ—કાપેલી વેલની માફક તે જમીન ઉપર પડી મૂર્છા પામી. દાસીઓ દોડી આવી તેને ઉંચકીને અંતઃપુરમાં લઇ ગઇ. બાળક પણ ધાવની કેડે બેસી રોતો રોતો મા સાથે ગયો. પ્રેક્ષકોની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. ગંગારામના હાથપગમાં ઘાલેલી સાંકળ ઝણઝણી ઉઠી. લોકોએ તોફાની દરિયાની માફક ચંચળ બની મોટો કોલાહલ કરી મુકયો—સિપાઇઓ તે એકદમ શાંત કરી શકયા નહિ.

પછી ચોમેરથી "ગંગારામ શું કહે છે?" "ગંગારામ આ વાત પણ જૂઠી કહે છે કે?" "જો ગંગારામ કહેતો હોય કે આ વાત જૂઠી છે, તો આવો આપણે એના ટુકડેટુકડા કરી નાંખીએ!" એવા પોકાર થવા લાગ્યા. ગંગારામે જોયું કે "જો આ વખતે લોકનું મન ફેરવીશ નહિ, તો બચવું મુશ્કેલ છે." ગંગારામ બુદ્ધિમાન હતો, તે સમજી

ગયો કે પ્રજા જે તરફ ઢળશે તે જ તરફ રાજા પણ ઢળશે. એટલે રાજાને ઉદ્દેશી તેણે લોકનું મન ભોળવવાની વાત કહેવી શરૂ કીધી.

"મહારાજ!" તે બોલ્યો, "સવાલ આ છે—કોની વાત માનશો, બૈરાંની કે મારી? આપનું રાજ્ય બૈરાંની મદદથી સ્થપાયું છે કે મારા જેવા રાજસેવકના બાહુબળથી? મહારાજ, સ્ત્રી નામે આડે રસ્તે ચઢે—પછી તે રાણી હોય કે ભિખારણ. રાણી આડે રસ્તે ચઢે, તો રાજાની ફરજ છે કે તેને કાઢી મૂકવી. નીમકહલાલ નોકર આડે રસ્તે કદી જતો નથી; પાપી મતલબથી બૈરાંઓ તેને ગળચીમાંથી ધરે તો તે જુદી વાત છે. મહારાણીએ રાતને વખતે કોઇ બીજાને બોલાવ્યો હશે, અને હવે મને ગળે પડે છે! તેની સ્થિરતા—" અધવચમાં જ ગંગારામ એકાએક બ્હીને ચીસ પાડી ઉઠ્યો, "બચાવો, મહારાજ, બચાવો!"

સૌએ જોયું કે તે બ્હીકથી થરથર ધ્રુજતો હતો. આમ તેમ નજર કરતાં એક અપૂર્વ મૂર્તિ લોકની નજરે પડી. જટાધારી, ગેરૂઆ વસ્ત્રવાળી, સાક્ષાત્ સિંહવાહિની દેવી જેવી તેજસ્વી મૂર્તિ, હાથમાં ત્રિશૂળ ધરી તેની અણી ગંગારામ તરફ તાકી, સભામંડપમાં થઇને પ્રખરવેગે તેની તરફ ધસતી હતી. તેને જોતાંની સાથે જ તમામ લોક તદ્દન શાંત થઇ ગયાં. ગંગારામે અગાઉ એક દહાડો રાતે એ મૂર્તિ દીઠી હતી—આજે, જ્યારે જૂઠી જોડી કાઢેલી વાત કહી નિર્દોષ રમાનું નખ્ખોદ કાઢવાની તે તજવીજ કરી રહ્યો હતો ત્યારે, અણીને વખતે, તે મૂર્તિને પાછી જોઇ, ચંડી તેનો વધ કરવા આવી છે એમ સમજી, બ્હીકનો માર્યો તે "બચાવો! બચાવો!" એમ બૂમ પાડી ઉઠ્યો. રાજાએ અને ચંદ્રચૂડે એ મૂર્તિને ઓળખી, અને તેને નગરની રાજલક્ષ્મી સમજી ઝટ તેઓ બેઠક ઉપરથી ઉભા થઇ ગયા. તે જોઇ દરબારમાં બેઠેલા તમામ લોક ઉભાં થયાં.

જયંતી આજુબાજુ જોયા વગર સીધી ગંગારામ પાસે ગઇ, અને પોતાના મંત્રેલા ત્રિશૂળની અણી તેની છાતીએ અડાડી બોલી, "બોલ હવે."

ગંગારામને ત્રિશૂળનો સ્પર્શ માત્ર થયો હતો, છતાં તેનાં ગાત્રો એકદમ ઢીલાં થઇ ગયાં. તેને લાગ્યું કે "હવે એક શબ્દ પણ જૂઠો કહીશ, તો આ ત્રિશૂળથી મારી છાતી વીંધાઇ જશે." આમ બ્હીકથી નરમ થઇ તેણે સાચી હકીકત સભા સમક્ષ કહેવી શરૂ કીધી. વાત પૂરી થઇ ત્યાં સુધી આખો વખત જયંતી તેની છાતીએ ત્રિશૂળ અડાડી ઉભી રહી. ગંગારામે રમાનું નિર્દોષપણું, પોતાનો મોહ, લોભ, ફોજદાર સાથેની મુલાકાત, તે દરમ્યાન થયલી વાતચીત, પોતે કરેલો વિશ્વાસઘાત, ઇત્યાદિ તમામ વાત ખુલાસાવાર કહી સંભળાવી.

વાત પૂરી થઇ એટલે ત્રિશૂળ લઇ જયંતી ત્યાંથી ઝડપથી જતી રહી. આખી સભાએ માથું નીચું નમાવી તે દેવી તુલ્ય મૂર્તિને જતી વખતે પ્રણામ કર્યાં. સૌએ હાંફળાંફાંફળાં બની ખસી જઇ તેને જવાનો માર્ગ આપ્યો. તેને કંઇ સવાલ પૂછવાની કે તેની પૂઠે જવાની કોઇની હિંમત ચાલી નહિ. તે કઇ દિશામાં ક્યાં ચાલી ગઇ તેની કોઇએ ખબર રાખી નહિ.

જયંતીના ચાલી જવા બાદ રાજાએ ગંગારામને કહ્યું, "તેં તારે મોઢેથી તમામ ગુન્હો કબૂલ કર્યો છે. તારા જેવા કૃતઘ્નીને મોત સિવાય બીજી સજા કરવી વાજબી નથી. માટે મરવાને તૈયાર રહેજે."

ગંગારામે જવાબ દીધો નહિ. પહેરેગીરો તેને લઇ ગયા. મોતની સજા સાંભળી સઘળાં લોક અજબ થઇ ગયાં. કોઇ કંઇ બોલ્યું નહિ. મુગામુગા સૌ પોતપોતાને ઘેર ગયાં; ઘેર જઇ "સાક્ષાત્ લક્ષ્મી" કહી રમાનાં વખાણ કર્યાં. રમાને માથે હવે કોઇ કલંક રહ્યું નહિ.

## પ્રકરણ ૪ થું

મુરલાને માથું મુડાવી અવળે ગધેડે બેસાડી ગામ બહાર ખદેડી મૂકવાની સજા થઇ અને તે તરત અમલમાં મૂકવામાં આવી. કેટલાંક છોકરાંઓ અને થોડાક રસિક માણસો તાળીઓ પાડતાં પાડતાં અને હુરીઓ બોલાવતાં બોલાવતાં સરઘસ રૂપે તેને પાદર સુધી પહોંચાડી આવ્યાં.

ગંગારામ જેવા કૃતઘ્નીને માટે શૂળી સિવાય બીજી સજા તે વખતની ધારાપોથીઓમાં નહોતી, એટલે તેને શૂળીએ ચઢાવવાનો હૂકમ થયો, પરંતુ સજા અમલમાં મૂકવાનું થોડા વાર મોકૂફ રહ્યું, કારણ, રાજ્યાભિષેકનો પ્રસંગ માથે આવ્યો હતો. પોતાના બાહુબળથી હિંદુ રાજ્ય સ્થાપન કરી સીતારામ રાજા બન્યો હતો ખરો, પણ હજી સુધી તેનો રીતસર રાજ્યાભિષેક કરવામાં આવ્યો નહોતો. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે આ ક્રિયા કરવી જોઇએ, એ વાત ઉપર ચંદ્રચૂડે ધ્યાન ખેંચતાં સીતારામે હા પાડી હતી. તેને લાગ્યું કે આવા મહોત્સવથી પ્રજા રાજી થશે, એટલું જ નહિ, પણ તેમની રાજ્યભક્તિમાં યે વધારો થશે. આમ મોટી ધામધૂમ સહિત રાજ્યાભિષેકની ક્રિયા ઉજવવાની કલ્પના ચાલતી હતી, તેનો લાભ લઇ નંદાએ તથા ચંદ્રચૂડે બેઉએ રાજાને સમજાવ્યું કે આવો શુભ પ્રસંગ માથે ઉભો છે, તે વેળા ગંગારામને શૂળીએ ચઢાવવાનું અશુભ કાર્ય કરવું ઠીક કહેવાય નહિ. એથી કદાચ અપશુકન નહિ થાય, તો પણ લોકોનો ઉત્સાહ તો મંદ થાય.

રાજાએ એ વાત કબૂલ રાખી. અસલ વાત તો એ હતી કે ગંગારામને શૂળીએ ચઢાવવા સીતારામ પણ અંદરખાને રાજી નહોતો, પણ ઢીલી દોરી

મુકે તો રખેને કાયદો અને વ્યવસ્થા ઉંધા વળી જાય અને રાજ્ય ફરૂરૂરૂ—ભુસ થઇ જાય, એ બ્હીકથી પ્રજામાં દાખલો બેસાડવા ખાતર લાચારીથી તેને આ પગલું ભરવું પડયું હતું. રાજી ન હોવાનું કારણ—ગંગારામ શ્રીનો ભાઇ. આટલા દિવસ શોધ કરવા છતાં શ્રી જડી નહોતી, તેથી નિરાશ થઇ કામકાજમાં મન પરોવી તેને ભૂલી જવી, એવો સીતારામે ઠરાવ કર્યો હતો; તે મુજબ તેણે રાજકાર્ય ઉપર ચિત્ત ચોંટાડયું હતું; તે હેતુથી જ દિલ્લી જઇ તે બાદશાહની દરબારમાં હાજર થયો હતો, અને ત્યાંથી બાદશાહને રાજી કરી સનદ લઇ આવ્યો હતો; તે હેતુથી જ ઉત્સાહપૂર્વક લડાઇ કરી તેણે ભૂષણા તાબે કર્યું હતું અને હવે તે આખું દક્ષિણ બંગાળ એક છત્ર હેઠળ લાવવાની ખટપટમાં રોકાયો હતો—આમ છતાં શ્રીને તે ભૂલી શકયો નહિ, હજી પણ શ્રી તેના હૃદયની સંપૂર્ણ માલિક હતી. કાજે જ ગંગારામને શૂળીએ ચઢાવવાનું મોકૂફ રહ્યું.

આ તરફ અભિષેકની મોટી ધમાલ મચી રહી. ખૂબ ઠાઠમાઠ—ખૂબ દોડાદોડ! દેશપરદેશથી આવેલાં માણસોથી શહેર ભરાઇ ગયું—રાજાઓ, રાજપુરૂષો, બ્રાહ્મણો, પંડિતો, મહેતાજીઓ, જોષીઓ સાધુ, અસાધુ, સન્યાસી, ભિખારી, વગેરે વગેરે નોતરેલાં તેમજ વગર નોતરેલાં એટલાં બધાં લોક આવી ચઢયાં, કે શહેરમાં ઉભા રહેવાની પણ જગા રહી નહિ. આ બેસુમાર લોકનું મુખ્ય કામ—આખો વખત ખાવાનું. ખાવા-પીવાની ચીજો—પૂરી, મીઠાઇ, દૂધ, દહીં, ઘી, વગેરેની—છાંડાછાંડથી શહેરમાં બધેબધ ઘૂંટણપુર કીચડ થઇ ગયું! સીતારામના રાજ્યમાંની બધી કેળ પાતરાં કપાઇ જવાથી બોડી થઇ ગઇ! ભાંગેલાં માટલાં અને કેળની એંઠી બાજુથી કિલ્લાની ખાઇ અને મધુમતી પુરાઇ જવા આવી. રોજનાં નાચ, ગાયન, અને વાજીંત્રોના અત્યાચારથી છોકરુંઓ

સુદ્ધાં સૌ કોઇનાં માથાં ફરી ગયાં.

અભિષેક દરમ્યાન કરવાની ક્રિયાઓમાંની એક—દાન. અભિષેકને દહાડે આખો વખત સીતારામે, ઘડીમાં પોતાને હાથે તો ઘડીમાં પોતે નીમેલા માણસને હાથે, સોનું, રૂપું, ધાતુ, વસ્ત્ર વગેરેનું દાન કર્યું. લોક એટલાં બધાં ઉતરી પડયાં હતાં કે આખો દહાડો ગયો તો એ દાન પૂરું થયું નહિ. અડધી રાત સુધી બેસી દાન કરતાં કરતાં સીતારામને થાક ચઢયો. બાકીનાં લોકને દાન આપી વિદાય કરવાનું કામ માણસોને સોંપી તે આરામ લેવા માટે અંતઃપુર તરફ જવા નીકળ્યો. રસ્તામાં, અંતઃપુરના દરવાજા આગળ, પેલી ત્રિશૂળધારી, સુવર્ણમય, રાજલક્ષ્મીમૂર્તિને ઉભેલી જોઇ તે ભય અને વિસ્મય પામ્યો. તેને ભક્તિભાવથી સાષ્ટાંગ પ્રણામ કરી રાજાએ પૂછ્યું, "માજી, કૃપા કરી મને કહો, આપ કોણ છો?"

"મહારાજ," જયંતીએ જવાબ દીધો, "હું ભિખારણ છું. ભિક્ષા માગવા આપની પાસે આવી છું."

"માજી, મારી મશ્કરી કરો છો? આપ દેવી, મેં આપને ઓળખ્યાં છે. આપ સાક્ષાત્ કમળા—મારી ઉપર પ્રસન્ન થાઓ."

"મહારાજ, હું સામાન્ય સ્ત્રી છું, નહિ તો આપની પાસે ભીખ માગવા આવતે નહિ. સાંભળ્યું છે કે આજે લોક જે કંઇ માગે છે, તે આપ આપો છો. હું બહુ મોટી આશાએ આવી છું; પરંતુ જે આવું દાન કરે છે તેની પાસેથી ખાલી હાથે નહિ જાઉં, એમ સમજી આવી છું."

"માજી, મારી પાસે એવી કોઇ ચીજ નથી કે જે હું આપને નહિ આપું. આપે એક વાર મારા રાજ્યની રક્ષા કરી છે, બીજી વાર મારી કુલમર્યાદાની રક્ષા કરી છે. આપ દેવી હો કે માનવી હો;

ભંડારમાં એવી કંઇ વસ્તુ નથી, કે જે આ ભિખારણ આપી શકશે?

"રાજભંડારમાં નથી—રાજાનો પ્રાણ! મધુમતીના ઘાટ ઉપર તોપ પાસે ઉભાં ઉભાં આપે વચન આપ્યું હતું કે મારે જે જોઇએ છે મળશે. તે અમૂલ્ય સામગ્રી મને આપો—તે મૂલ્ય લઇ આજે ગંગારામનો પ્રાણ આપને વેચીશ."

"મહારાજ, તે અમૂલ્ય સામગ્રી શું છે? રાજ્ય તો આપને મળી ચૂક્યું છે."

"જેને ખાતર રાજ્ય છોડી દેવાને પણ તૈયાર છું, તે હું માગું છું."

"તે શું, મહારાજ?"

"શ્રી નામે મારી પહેલી રાણી મારા પ્રાણ જેવી હતી. આપ દેવી છો, સર્વ કંઇ આપી શકો છો. મારો પ્રાણ મને કિંમતમાં આપી ગંગારામનો પ્રાણ ખરીદી લો!"

"એ શું, મહારાજ? તે નરાધમ પાપીના પ્રાણની કિંમત તરીકે આપ સરખા ધર્માત્મા રાજાધિરાજનો પ્રાણ? કાણી કોડીના બદલામાં રત્ન?"

"માજી, મા જેટલું આપે તેટલું બાળક માને કદી પણ આપી શકે?"

"મહારાજ, આજે અંતઃપુરનાં બધાં બારણાં આપ ખુલ્લાં રાખજો; અંતઃપુરના પહેરેગીરોને તાકીદ આપજો કે ત્રિશૂળ દેખાડી જે કોઈ આવે તેને રોકે નહિ. આજે રાત્રે જ આપના શયનગૃહમાં અવેજ પહોંચતો કરીશ. ગંગારામને છોડી દેવાનો હૂકમ કરો."

હરખમાં આવી જઇ રાજાએ સિપાઇઓને તે પ્રમાણે હૂકમ કર્યો.

જયંતીએ પૂછ્યું, "આ સિપાઇઓ સાથે કેદખાનામાં ગંગારામ પાસે જવાની મને છૂટ છે?"

"આપની ઇચ્છામાં આવે ત્યાં પધારો," રાજાએ જવાબ દીધો, "આપને કોઇ વાતની મનાઇ નથી!"

## પ્રકરણ ૫ મું

અંધારા કૂવા જેવા ઉંડા, ભેજવાળા, અને હવા વગરના બંદીખાનામાં સાંકળથી જકડેલો ગંગારામ પડ્યો છે. આ રાતને વખતે પણ તેને ઉંઘ નથી—મોતની સજા સાંભળ્યા પછી તેનાં આહારનિદ્રા બંધ થયાં છે. માણસ એક ઘડીમાં મરી જાય છે—મોત, એ કંઇ એવી ભારે સજા નથી. તોપણ કેદખાનામાં એકલા બેસી "આ મોત આવ્યું! આ મોત આવ્યું!" એવો ખ્યાલ કર્યા કરવો, એના જેવી મોટી સજા એકે નથી. ગંગારામ પળે પળે શૂળીએ ચઢતો હતો—સજા થવામાં હવે વિશેષ કંઇ બાકી નહોતું. ફિકરમાં ને ફિકરમાં તેની મનોવૃત્તિયો લગભગ મરી ગઇ હતી. તેનું મન અંધકારમાં ડૂબી રહ્યું હતું—દુઃખનો અનુભવ કરવાની તેની શક્તિ જાણે જતી રહી હતી. અત્યારે તેના મનમાં કેવળ બે જ લાગણીઓ જાગૃત હતી—ભૈરવીનો ભય અને રમા ઉપર રોષ, ભય કરતાં રોષ વિશેષ. ગંગારામ અત્યારે રમામાં આસકત નહોતો, અત્યારે તે રમાનો કટ્ટામાં કટ્ટો દુશ્મન હતો.

આ વખતે રમા જો તેની સામે આવે તો ગંગારામ તેને નખ દઇ ઉભી ને ઉભી ચીરી જ નાંખે. જ્યારે પણ તેની વિચાર કરવાની શક્તિ પાછી આવતી, ત્યારે તે એક જ વાતનો વિચાર કરતો—છેલ્લી ઘડીએ કેવી રીતે રમાનું સત્યાનાશ કરીને મરવું. શૂળીએ ચઢતી વખતે કયું ભૂંડું આળ રમાને માથે ચઢાવી જવું, તેનો જ તે વારંવાર વિચાર કરતો હતો. બીજે વખતે જડ વસ્તુની માફક તે શાંત પડી રહેતો, માત્ર બહાર અભિષેકના ઓચ્છવનો કોલાહલ થતો હતો તે સાંભળ્યા કરતો. તેના દાળભાત લઇ આપનાર રસોઇઆ બ્રાહ્મણ પાસેથી ઓચ્છવની ખબર

તેને મળી હતી. રાજ્યના તમામ લોક બહુ મોટો ઓચ્છવ કરતા હતા, ફક્ત તે એકલો જ અંધારામાં ભીની ભોંય ઉપર પડ્યો પડ્યો ઉંદરોની નજર સામે જીવજંતુઓની હેરાનગતિ વચ્ચે બેડીઓનો ભાર વહી રહ્યો હતો. મનમાં ને મનમાં તે બબડવા લાગ્યો, "રમાને ક્યારે આવું સ્થાન મળશે!"

અંધારામાં જેમ વીજળી ચમકે તેમ ગંગારામને એકાએક એક વાત યાદ આવી. એક વાર શ્રીએ તેનો જીવ બચાવ્યો હતો. આજે જો શ્રી જીવતી હોત, તો શું તે તેનો જીવ ફરીથી નહિ બચાવતે? પોતે ગમે તેટલો પાપી કેમ ન હોય? શ્રી કદી પણ તેનો ત્યાગ કરતે નહિ. હાય! આવી ભલી બ્હેન પણ મરી ગઇ!

રાતે બીજા પહોરે ખણણ કરતી કેદખાનાના બહારના દરવાજાની સાંકળ ખખડી. ગંગારામનો જીવ સુકાઇ ગયો—આવડી રાતે દરવાજો કેમ ખોલવામાં આવતો હતો! વળી કંઇ નવી આફત તો નહોતી?

દીવો લઇ રાજાના માણસો પ્રથમ દાખલ થયા. ગંગારામ સ્તબ્ધ થઇ તેમની તરફ જોઇ રહ્યો, એક સવાલ પણ તેમને પૂછી શક્યો નહિ. પછી તેની નજર જયંતી ઉપર પડી—તેણે મોટેથી ચીસ પાડી, "ખમા! ખમા! મેં શું કર્યું છે?"

"બેટા," જયંતી બોલી, "તેં શું કર્યું છે, તે તું જાણે છે. તોપણ, તને ક્ષમા મળશે. શ્રીને યાદ કરે છે કે?"

"શ્રી! અગર શ્રી જીવતી હોત!"

"શ્રી જીવતી છે. તેના જ કહેવાથી મહારાજ પાસેથી મેં તારો પ્રાણ ભીખ માગી લીધો છે, હું તને છોડાવવા માટે આવી છું. ગંગારામ, નાસ. કાલે સવારે આ રાજ્યમાં તારૂં મોં ફરી દેખાડતો ના—દેખાડ્યું, તો ફરી તને બચાવી શકીશ નહિ."

ગંગારામ સમજ્યો કે નહિ, તે કહી શકતા નથી. તેના માનવામાં

આવ્યું નહિ, એ ચોક્કસ. પણ, તેણે રાજાના માણસોને પોતાની બેડી કાઢી લેતા જોયા. તે મુગો ઉભો રહ્યો. છેવટે બોલ્યો, "માજી, કોણે મારી રક્ષા કરી?"

"બેડી કાઢી લીધી છે," જયંતીએ જવાબ દીધો, "ચાલ્યો જા."

ગંગારામ જીવ લઇને નાઠો. રાતે ને રાતે જ શહેર છોડી તે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

ગંગારામને છોડી મૂકવાનો હૂકમ કરી જયંતીના કહેવા પ્રમાણે બારણાં ખુલ્લાં રાખવાની સૂચના આપી રાજા શયનગૃહમાં જઇ પલંગ ઉપર સુઇ ગયો. તરત જ નંદા આવી તેના પગ ચાંપવા બેઠી. રાજાએ તેને પૂછ્યું, "રમા કેમ છે?"

રમાના દુઃખની વાત આગળ ઉપર કહીશ. નંદાએ જવાબ દીધો, "ઠીક છે. વિશેષ કંઇ હોય એમ જણાતું નથી."

"હું બહુ થાકી ગયો છું. અત્યારે તેની પાસે જઇ શકું તેમ નથી. મારી વતી તું જા—હું પોતે તેની જેવી બાવજત કરતે, તેવી જ તું કરજે અને હું શા કારણથી આવી શકતો નથી તે પણ તેને કહેજે."

વાત વાંભળી વાંચક સીતારામનો ધિક્કાર કરશે—પણ હવે તે આગળનો સીતારામ નહોતો. જે સીતારામે હિંદુ સામ્રાજ્યની સ્થાપનાને ખાતર પોતાના સર્વસ્વનો જોખમ ખેડયો હતો, તે જ સીતારામ આજે, રાજકારભાર સંભાળવાને બદલે પાછો શ્રીની ઝંખના કરતો હતો., જે

સીતારામ શરણાગત કહી પોતાના જીવના ભોગે ગંગારામનો જીવ બચાવવા નીકળી પડયો હતો, તે જ સીતારામે આજે ગાદીએ બેસી ન્યાયનું ઉલ્લંઘન કરી શ્રીને લોભે ગંગારામને છોડી મુકયો. જે લોકવત્સલ હતો, તે આજે આત્મવત્સલ બન્યો હતો.

નંદા સમજી ગઇ કે આજે સ્વામીની ઇચ્છા એકલા રહેવાની હતી. વિશેષ વાતચીત કર્યા વગર તે ત્યાંથી જતી રહી. સીતારામ પલંગમાં સુતો સુતો શ્રીની રાહ જોવા લાગ્યો.

આખો દિવસ અને રાતના બે પહોર સુધી કામ કરી સીતારામ થાકી ગયો હતો. બીજો કોઇ દિવસ હોત, તો સુતાંની સાથે જ તે ઉંઘમાં પડતે. પરંતુ આજની વાત જુદી હતી—જેને ખાતર તે રાજ્યસુખ અને રાજ્યભાર છોડી આટલો વખત દેશે દેશે અને નગરે નગરે ભટકયો હતો, જેની ચિંતા અગ્નિની માફક રાતદિવસ તેનું હૃદય બાળતી હતી, તેની સાથે આજે મુલાકાત થવાની હતી. સીતારામ જાગતો રહ્યો.

પરંતુ નિદ્રાદેવી ભુવનવિજયી છે. માણસ ગમે તેટલો દુઃખી કેમ ન હોય, કોઇ ને કોઇ વખત તેને જરૂર નિદ્રા આવે. સીતારામ દુઃખમાં પડયો નહોતો, સુખનાં સ્વપ્નાં જોતો હતો. તેને એક વાર ઉંઘ આવી. પણ જયારે મન આટલું બધું ચંચળ હોય, ત્યારે ઉંઘ ઝાઝો વખત ટકતી નથી. થોડી વારમાં જ સીતારામની ઉંઘ ઉડી ગઇ—આંખ ઉઘાડતાં જ સામે ભગવા વસ્ત્રવાળી, રૂદ્રાક્ષથી શોભી રહેલી, છૂટા બાળવાળી, સુંદર મૂર્તિ નજરે પડી.

પહેલાં તો તેને જયંતી સમજી સીતારામ અકળાઇને બોલી ઉઠયો, "કેમ, શ્રી કયાં છે?" પણ પછી તરત જ તેની ખાત્રી થઇ કે તે જયંતી નહોતી, શ્રી જ હતી. એટલે "શ્રી! શ્રી! આ શ્રી! મારી

શ્રી!" એમ મોટેથી બોલતાં બોલતાં બેઠા થઇ રાજાએ બેઉ હાથ પહોળા કર્યા. પરંતુ માથું ફરી આવ્યું હશે કે કેમ—આંખ મીચી રાજા પાછો સુઇ ગયો. થોડો વાર રહીને પોતાની મેળે જ મૂર્છા ભંગ થઇ, એટલે મોં ઉંચું કરી, તારાઓની માફક ફરકતી આંખે, સીતારામ મીટ માંડીને શ્રીને જોઈ રહ્યો. કંઇ બોલ્યો નહિ—જાણે આંખ તૃપ્ત થાય નહિ ત્યાં સુધી વાતમાં મજા પડે એવો સંભવ નહોતો. જોતાં જોતાં—આનંદથી ખીલી નીકળેલો તેનો ચ્હેરો જાણે પાછો કરમાઇ જતો હોય તેમ—તેણે એક નિશાસો નાંખ્યો. "મારી શ્રી" કહી રાજા બૂમ મારી ઉઠયો હતો; વિચાર કરતાં તેને માલમ પડયું—"મારી શ્રી" નહોતી. વિચાર કરતાં તેને માલમ પડયું કે સ્થિર, ધીરજવાળી, આંસુ વિનાની, ઉછળતા રૂપવાળી, પ્રતાપશાળી, આ તો કોઇ દેવીની મૂર્તિ—એ શ્રી ન હોય!

હાય! મૂઢ સીતારામ રાણી માગતો હતો—દેવીને લઇ તે શું કરશે?

## પ્રકરણ ૭ મું

રાજાની વાત શ્રીએ પૂરી સાંભળી, શ્રીની વાત રાજાએ પૂરી સાંભળી. શ્રીને ખાતર તમામ કામકાજ પડતું મુકી પોતે કેવી રીતે સારી દુનિયા ઢુંઢી વળ્યો હતો તે વાત રાજાએ કહી. શ્રીએ પોતાની વીતક વાત કેટલીક કહી, કેટલીક પડતી મુકી. વાતચીતને અંતે શ્રીએ પૂછ્યું, "હવે મારૂં કંઇ કામ છે?"

સવાલ સાંભળી રાજાની આંખમાં પાણી આવ્યું. અડધી જીંદગી વહી ગયા પછી સ્વામી મળ્યા, ત્યારે બૈરીએ પૂછી પૂછીને એજ પૂછ્યું કે "હવે મારૂં કંઇ કામ છે?" રાજાને મન થયું કે લાવ કહું કે "ભારોટિયા સાથે દોરડું બાંધ, હું ટીંગાઇ મરૂં," પણ પછી તે ગમ ખાઇ ગયો અને બોલ્યો, "આજ પાંચ વરસથી હું રાણી શોધી રહ્યો છું. તું હવે મારી રાણી થઇ અહીં રહે અને રાજપુરી દીપાવ."

"મહારાજ," શ્રીએ કહ્યું, "મેં નંદાનાં ઘણાં વખાણ સાંભળ્યાં છે. તમારૂં મોટું નશીબ કે તમને તેના જેવી રાણી મળી છે. બીજી રાણીની વાસના હવે છોડી દો."

"તું વડી. નંદા ભલે સારી હોય—તારી જગા તું કેમ ન લે?"

"એક વખત એવો હતો કે જ્યારે તમારી રાણી બની હોત, તો વૈકુંઠની લક્ષ્મી થવાનું યે મને મન થતે નહિ. મારા તે દિવસ હવે વહી ગયા છે."

"કોણે કહ્યું? કેવી રીતે?"

"હું હવે સન્યાસિની છું—મેં સર્વકર્મ ત્યાગ કર્યું છે."

"જેનો પતિ જીવતો હોય, તે સ્ત્રીને સન્યાસનો અધિકાર નથી.

પતિસેવા એ જ તેનો ધર્મ."

"જેણે કર્મ નામે ત્યાગ કર્યું, તેનો પતિસેવા પણ ધર્મ નથી અને ઇશ્વરસેવા પણ ધર્મ નથી."

"કર્મ નામે કોઇ ત્યાગ કરી શકતું નથી—તું પણ નહિ. ગંગારામની જીવનરક્ષા કરી, એ તેં કર્મ કર્યું નથી? મારી મુલાકાતે આવી, એ તેં કર્મ કર્યું નથી?"

"કર્યું છે; પરંતુ તેથી મારો સન્યાસધર્મ ભ્રષ્ટ થયો છે. એક વાર ધર્મભ્રષ્ટ થઇ, માટે સદાકાળ ધર્મભ્રષ્ટ થવાનું કહો છો?"

"સ્વામીસહવાસથી સ્ત્રી ધર્મભ્રષ્ટ થાય છે એવી ઉંધી વાત તને કોણે શીખવી? ખેર. તેનો ઉપાય મારા હાથમાં છે. હું તારો સ્વામી, તારી ઉપર મારો અધિકાર છે. એ અધિકારની રૂએ હું તને હવે જવા દઇશ નહિ."

"તમે સ્વામી અને વળી રાજા. તમે ઉપકારી, હું આભારી. માટે તમે અટકાયત કરો તો મારાથી નહિ જવાય."

"એવી ગાંડી વાત ના કર. જોતી નથી કે મારો તારી ઉપર પ્રેમ છે, માટે હું તને જવા નહિ દઉં? સ્નેહની સોનાની સાંકળ તું કેવી રીતે તોડશે?"

"મહારાજ, એ ભ્રમ હવે જતો રહ્યો છે. હવે તો હું સારી પેઠે સમજું છું કે જે પ્રેમ રાખે, તેને તેમાં સુખ અને ધર્મ છે, પણ જેના ઉપર પ્રેમ રાખવામાં આવે, તેને તેમાં શું? માટીના ઠાકોરજી બનાવી તેને તમે પુષ્પચંદન ચઢાવો તેમાં તમારો ધર્મ, તમારૂં સુખ; પણ તેથી માટીના ઢીંગલાને શું?"

"કેવી ભયાનક વાત!"

"ભયાનક નહિ, અમૃતમય. પ્રાણીમાત્રમાં ઇશ્વર છે, માટે

પ્રાણીમાત્ર ઉપર પ્રેમ રાખવો, એ ઇશ્વર ઉપર પ્રેમ રાખવા બરાબર છે. પરંતુ ઇશ્વર નિર્વિકાર છે—તેને સુખદુઃખ નથી. તેજ પ્રમાણે પ્રાણીમાત્રમાં ઇશ્વરનો જે અંશ છે તે પણ નિર્વિકાર—સુખદુઃખ રહિત—છે. ઇશ્વરને જે પ્રેમ અર્પણ કરવામાં આવે છે, તેમાં તેને સુખ દુઃખ નથી! માટે જ કહું છું કે કોઇ આપણી ઉપર પ્રેમ રાખે તો તેથી આપણને સુખ થાય છે એ માન્યતા કેવળ માયા—ભ્રમ!"

"શ્રી, તારી સ્ત્રીબુદ્ધિને વશ થઇ કોઇ ભામટા સન્યાસીને હાથે ચઢી કેટલીએક ભળતી વાત તું શીખી આવી હોય એમ જણાય છે. એ બધી વાત સ્ત્રીલોકને માટે સારી નથી. સારૂં શું તે હું તને કહું છું, સાંભળ. હું તારો સ્વામી—મારી સાથે રહેવું, એ તારો ધર્મ. એ સિવાય તારો બીજો ધર્મ નથી. હું રાજા, સૌના ધર્મનું રક્ષણ કરવું એ મારી ફરજ; સ્વામી તરીકે પણ મારી ફરજ છે કે તને સીધે રસ્તે ચઢાવવી. હું તને તારા ધર્મ તરફ વાળીશ—જવા દઇશ નહિ."

"એ તો મેં પહેલેથી જ કહ્યું છે કે તમે રાજા, તમે સ્વામી, તમે ઉપકારી—તમારી આજ્ઞા મારે માથે. મારે માત્ર સાફસાફ કહી દેવું જોઇએ, કે મને રાખશો તો તેથી તમને સુખ નહિ થાય."

"કેવળ તને જોવાથી પણ મને સુખ થશે."

"ભલે, ત્યારે મારી એક અરજ છે: જો મને ઘરમાં જ રાખવી હોય તો અહીં શહેરમાં રાખતા ના; ગામ બહાર એક ઝુંપડી તૈયાર કરાવી તેમાં રહેવા દેજો. હું સન્યાસણ, શહેરમાં મને ગમશે નહિ, અને લોક પણ તમારી મશ્કરી કરશે."

"મારી રાણી ઝુંપડીમાં રહેશે તો લોક મશ્કરી નહિ કરશે?"

"હું રાણી છું એ વાત કોઇને જણાવવાની જરૂર નથી."

"તારી મારી મુલાકાત થશે કે નહી?"

"તે તમારી મરજીની વાત છે."

"હું તારી પાસે આવજા કરૂં અને લોક ધારે કે તું રાણી નથી, તો તેઓ તારે વિષે શું કહેશે, ખબર છે?"

"સારી પેઠે. લોક કહેશે કે હું તમારી રાખેલી સ્ત્રી છું. મહારાજ, હું સન્યાસણ—લોકને કહેવું હોય, તે ભલે કહે; મારે તેમાં માન અપમાન નથી. મારાં માન અપમાન તમારે હાથ છે."

"કેવી રીતે?"

"હું તમારી સહધર્મિણી—મારી સાથે ધર્મથી વર્તજો, અધર્માચરણ કરતા ના. ધર્માર્થે સિવાયની ઇંદ્રિયતૃપ્તિ, તે અધર્મ—પશુવૃત્તિ. પશુવૃત્તિની તૃપ્તિ માટે વિવાહની વ્યવસ્થા દેવતાઓએ કરી નથી. પશુઓમાં વિવાહ નથી. રાજર્ષિયો ચિત્તની શુદ્ધિ કર્યા વગર કદી પણ સ્ત્રીસહવાસ કરતા નહોતા. ઇંદ્રિયને વશ થવું એ પાપ. જ્યારે જોઇશ કે તમે નિષ્પાપ બની શુદ્ધ ચિત્તે મારી સાથે વાતચીત કરવાને શક્તિમાન થયા છો, ત્યારે હું આ ભગવાં વસ્ત્ર છોડી દઇશ. ત્યાં સુધી, મહારાજ, તમારે જુદા આસન ઉપર બેસવું પડશે."

"હું તારો ધણી, મારી મરજી પડે તેમ કરીશ."

"એક વાર તેમ કરી શકશો, કારણ, તમે બળવાન! પરંતુ મારૂં યે એક બળ છે. હું વનવાસી, વનમાં અમારી ઉપર અનેક આફતો આવી પડવાનો સંભવ હોય છે. કોઇ વાર એવી પણ આફત આવી પડે કે તેમાંથી છટકવું મુશ્કેલ હોય. એવે વખતે અમારૂં રક્ષણ કરવાના હેતુથી અમે વિષ સાથે લઇને જ ફરીએ છીએ. મારી પાસે વિષ છે—જરૂર પડશે તો ખાઇશ."

હાય! આ શ્રી તે સીતારામની શ્રી ન હોય.

## પ્રકરણ ૮ મું

સીતારામ સમજવા છતાં પણ એ ન સમજ્યો—તેનું મન સમજવાની ના પાડતું હતું. પોતાના પ્રેમની જણસ મરી ગઇ હોય, તો પણ માણસ તેના શબ પાસે બેસી રહે છે. થોડી પળ તો તેને વિશ્વાસ પણ નથી બેસતો કે આનો શ્વાસ હવે બંધ થયો છે. પાગળ લિયરની માફક તે આરસી માગે છે—જુએ કે આરસી ઉપર શ્વાસનો દાઘ પડે છે કે નહિ.[1] છેલ્લાં કેટલાંક વરસ થયાં સીતારામ મનમાં ને મનમાં શ્રીની એક મૂર્તિ ઘડી તેની પૂજા કરતો હતો. બહારની શ્રી જેવી હતી, તેવી જ ભિતરની શ્રી હતી. બહારની જે શ્રીને સીતારામે હૃદયમાં બેસાડી હતી, તે જ બહારની શ્રી આજે બહાર તેની સામે ઉભી હતી. ત્યારે તે ભિતરની શ્રી કરતાં જુદી કેમ? જુદી છે એવો સીતારામને લગારે ખ્યાલ આવ્યો નહિ. કોઇને પણ એવો ખ્યાલ નહિ આવે, કારણ, સામાન્ય માન્યતા એવી છે કે માણસ જેવો છે તેવો જ રહે છે. માણસ કેટલી વાર મરે છે, તે આપણે સમજતા નથી. એક જ દેહ કેટલા પુનર્જન્મ ધારણ કરે છે, તે પણ આપણે સમજતા નથી. સીતારામ સમજ્યો નહિ કે તેની શ્રી મરી ગઇ છે, અને તે જ દેહમાં બીજી જ એક શ્રીએ જન્મ લીધો છે! તે તો એમ જ માનતો હતો કે મારી શ્રી હજી મારી શ્રી જ છે! તેથી જ શ્રીની મોટી મોટી વૃતત તેણે

---

૧. "Lend me a looking-glass;
If that her breath will mist or stain the stone,
Why, then she lives."
King Lear, Act V, Scene III—ભા૦ ક૦

કાને ધરી નહિ—કાને ધરવા જેટલી તેને શક્તિ યે નહોતી. શ્રીને છોડે તો બધું છોડવું પડે.

કોઈ પણ ઉપાયે શ્રી શહેરમાં રહેવાને કબૂલ થઇ નહિ. લાચાર થઇ સીતારામે તેને "ચિત્તવિશ્રામ" નામે એક નાના પણ સુંદર બંગલામાં ગામ બહાર રાખી. શ્રી ત્યાં વાઘનું ચામડું પાથરીને બેસતી. સીતારામ દરરોજ તેને મળવા જતો. જુદા આસન ઉપર બેસી તેની સાથે વાતચીત કરી પાછો ફરતો. આનું પરિણામ સીતારામને માટે બહુ વિષમય આવ્યું.

વાતચીત કેવા પ્રકારની થતી હતી, કંઈ ખ્યાલ આવે છે? રાજા કરતો—પ્રેમની વાત; શ્રીને ખાતર પોતે અત્યાર સુધી જે જે દુઃખ વેઠયાં હતાં, તેની વાત; શ્રી સિવાય જીવનમાં હવે તેને બીજો રસ નહોતો, તે વાત; અને કેટલા દેશમાં કેટલા માણસો મોકલ્યા હતા તથા કેટલા દેશમાં પોતે જાતે શોધી વળ્યો હતો, તે વાત. શ્રી કહેતી—પર્વતોની વાત; અરણ્યોની વાત; જંગલી પશુ, પક્ષી, ફળ, ફુલ, કંદ અને મૂળની વાત; ધર્મ, અધર્મ, કર્મ અકર્મની વાત; ભાગવતની અને પુરાણોની વાત; દેશ પરદેશના રાજાઓની વાત; અને દેશાચાર તથા લોકાચારની વાત.

વાત સાંભળતાં સાંભળતાં જુદા આસને બેસવા છતાં પણ રાજા મોટી આફતમાં પડયો. વાત બધી ફક્કડ! વાતની કહેનારી તેથી યે ફક્કડ! આગનું પજરણ તો શરૂ થઇ ચૂકયું હતું, હવે ઘર બળવા માંડયું. શ્રી તો બારેદહાડા ફક્કડ! જે શ્રીએ ઝાડની ડાળે ઉભા રહી પાલવ હલાવી જંગમાં જીત મેળવી હતી, તેના કરતાં આજની શ્રી રૂપમાં અનેક ગણી રૂપાળી હતી. જેટલા પ્રમાણમાં શરીરનું સુખ અને મનની શુદ્ધિ વધે, તેટલા પ્રમાણમાં રૂપ પણ વધે. શ્રીનું શરીરનું

સુખ અને તેના મનની શુદ્ધિ સો ગણાં વધ્યાં હતાં. કાજે જ તેનું રૂપ પણ સો ગણું વધ્યું હતું. સવારે ખીલેલું તાજું ફુલ જેવું સંપૂર્ણ સુંદર હોય—કયાંય અપુષ્ટ નહિ, કયાંય અંગહીણ નહિ, કયાંય વિવર્ણ નહિ, કયાંય શુષ્ક નહિ, સર્વત્ર કોમળ, સંપૂર્ણ, શીતળ, સુવર્ણ—શ્રી પણ તેવી જ સર્વાંગસુંદર; તેને લીધે તેની કાયા જાણે સાક્ષાત્ શોભાની મૂર્તિ! તે ઉપરાંત તેનું ચિત્ત તદ્દન શાંત—ઇંદ્રિયક્ષોભરહિત, ચિંતારહિત, વાસાનારહિત, ભક્તિમય, પ્રીતિમય, દયામય—વિકાર નહિ, દુ:ખની એકે રેખા નહિ, ઇંદ્રિયભોગની છાયામાત્ર નહિ, ચિંતાનું ચિન્હ નહિ, સર્વત્ર સુમધુર, સહાસ્ય, સુખમય. એ ભુવનેશ્વરી મૂર્તિ આગળ પેલી સિંહવાહિની મૂર્તિ હિસાબમાં નહોતી. તેમાં વળી આ ફક્કડ ફક્કડ વાત—દેશદેશની, જાતજાતની, અગાઉ કોઇ દિવસ સાંભળેલી નહિ તેવી વાત—કોઇ કૌતૂહલજનક, કોઇ મનોરંજન, કોઇ બોધદાયક. જ્યાં આ બધું ભેગું મળ્યું હોય, ત્યાં કયો સંસારી માણસ ટકી શકે? આગનું પજરણ તો કેદહાડનું શરૂ થયું હતું, હવે સીતારામનું ઘર બળવા માંડયું. શ્રીને હાથે તેનું સત્યાનાશ થયું.

શરૂઆતમાં સીતારામ દરરોજ સાંજે ચિત્તવિશ્રામમાં આવતો, એકાદ પહોર વાતચીત કરી ચાલ્યો જતો. પછી ધીમે ધીમે મોડું થવા લાગ્યું. જુદા આસને તો જુદા આસને પણ રાજા ત્યાં બેસી રહેવા લાગ્યો, ભૂખ લાગે નહિ અથવા ઉંઘ આવે નહિ ત્યાં સુધી ત્યાંથી ખસવાનું તેણે માંડી વાળ્યું. આમાં તકલીફ પડવા માંડી, એટલે તેણે ચિત્તવિશ્રામમાં જ રાતે જમવાનો અને સુઇ રહેવાનો બંદોબસ્ત કર્યો. ખાવાનું તથા સુવાનું બીજા ઓરડામાં રાખવું પડયું—શ્રીએ પોતાના વાઘના ચામડાની અડાસે તેને આવવા દીધો નહિ. આટલું છતાં તે ધરાયો નહિ. સવારે રાજમહેલમાં પાછા જતાં દરરોજ મોડું થવા લાગ્યું—સવારે પણ શ્રી

સાથે થોડી ઘણી વાતચીત કર્યા વગર ત્યાંથી જવાનું તેને મન થતું નહોતું. જ્યારે બહુ મોડું થવા માંડયું, ત્યારે બપોરે પણ ચિત્તવિશ્રામમાં જ જમી લેવા લાગ્યો. જમી ખાઇ થોડીએક ઉંઘ લઇ બપોર પછી એકાદ વાર તે રાજકાર્યને માટે મહેલમાં જઇ આવતો. પછી કોઇ દહાડો જતો, કોઇ દહાડો વાતમાં ને વાતમાં ત્યાં જ બેસી રહેતો. આખરે વાત એવી સ્થિતિએ પહોંચી કે રાજા જ્યારે પણ રાજમહેલમાં જતો ત્યારે ત્યાંથી ઉભો ઉભો જ પાછો ફરતો—ચિત્તવિશ્રામ વગર તેના જીવને ચેન પડતું નહોતું. રાજાએ હવે ચિત્તવિશ્રામમાં કાયમનો મુકામ કર્યો—રાજમહેલ ફરવા જવાનું ઠેકાણું થયું, કોઇ કોઇ વાર ત્યાં આંટો મારી આવતો તે જ.

કોઇને કોઇ પણ કારણસર ચિત્તવિશ્રામમાં આવવાનો હૂકમ નહોતો. ચિત્તવિશ્રામના અંતઃપુરમાં કીડીપતંગિયાં પણ દાખલ થઇ શકતાં નહોતાં.

રાજા અને રાજકાર્ય વચ્ચેનો સંબંધ આમ ધીમે ધીમે ઓછો થતો ગયો.

---

## પ્રકરણ ૯ મું

રામચંદ અને શ્યામચંદ બેઉ મહમદપુરના સામાન્ય રહીશો હતા. એક દહાડો સાંજે બન્ને જણ રામચંદના ચંડીમંદિરમાં નચિંત બેસી બીડી ફુંકતા ફુંકતા ગામગપાટા ચલાવતા હતા. તેમની વાતચીત વાંચકને સંભળાવવાની જરૂર છે.

“શ્યામુ!” રામચંદ બોલ્યો.

“ભાઇ રામુ!” શ્યામચંદે જવાબ દીધો.

“આ ચિત્તવિશ્રામનો શું ઘોંટાળો છે, કંઇ જાણે છે?”

"હોય, ભાઇ, એ તો રાજરજવાડામાં એમ જ ચાલે. પણ—આપણા ગૃહસ્થઘર કોઇ એવા ઘોંટાળાથી બાકી નથી, ત્યાં રાજરજવાડાની તો વાત જ શી કરવી? તો પણ મહારાજ હજી ભલા છે—એવાં કામ બહુ થોડાં કરે છે. છે તો આ એક જ કેની?"

"તે ખરૂં, પણ મહારાજ કંઇ એવા માણસ નથી, પરમ ધાર્મિક છે, એટલે પૂછવું પડયું. અત્યાર સુધી તો એ લત નહોતી."

"લોક તો કહે છે કે મહારાજ હવે આગળના જેવા નથી રહ્યા. કોણ જાણે કેમ, માણસ બારેદહાડા એક સરખો રહેતો નથી. સત્તા અને સંપદ વધે, એટલે મનને આડાઅવળા રસ્તા સુઝે. પહેલાં આપણે રામરાજ્યમાં રહેતા હતા. ભૂષણા દખલ થયું ત્યારથી તે દિવસ ગયા."

"એમ જ છે. મને લાગે છેકે આ ચિત્તવિશ્રામની મોકાણ મંડાયા પછી વાત બહુ વધી ગઇ છે. મહારાજને વશ કરવા સહેલ વાત નથી. એ બલા કોઇ જબરી ઉસ્તાદ હોવી જોઇએ. એકાએક કયાંથી ઉઠી આવીને મહારાજની કોટે બાઝી?"

"સાંભળ્યું છે કે એ કોઇ ભૈરવી છે. કોઇ કોઇ તો કહે છે કે ડાકણ છે! ડાકણને જાતજાતનું જાદુ કરતાં આવડે—એ જાદુને જોરે તે ભૈરવી બનીને ફરે છે! વળી કોઇ તો કહે છે કે એની એક જોડીદાર છે, તે પણ અહીં ફરતી ફરે છે, છતાં કોઇ તેને જોઇ શકતું નથી!"

"એ તો નખ્ખોદની વાત છે. રાજા પડયો ડાકણના હાથમાં, આ રાજ્યમાં હવે આપણું કલ્યાણ નહિ થાય."

"ચેનચાળા તો એવા જ જણાય છે. રાજા હવે રાજકાજમાં ધ્યાન આપતો નથી. કારભાર બધો તર્કાલંકાર મહારાજને હાથ. એ બામણો લડવા કરવાની વાત શું સમજે? કહે છે કે જે વખત જાય છે તેમાં નવાબનું લશ્કર અહીં આવી લાગશે."

" ભલે આવે, મૃણ્મય છે કેની ?"

" તું તો એવો ને એવો જ રહી ગયો, મારા ભાઇ ! પારકાને શી પંચાત ? 'જેનું કામ તેને છાજે, બીજા લોકને લાઠી વાગે.' પેલા ગંગારામે શું ઢોળ્યું તે ભૂલી ગયો ? કોણ જાણે મૃણ્મય વળી શું ધાડ મારશે ! તે જો મુસલમાનને મળી જાય, તો ઉભા ક્યાં રહીશું ? જોજે તો ખરો, એકેએક જણ ઝબે થઇ જઇશું."

" બનવાજોગ છે. તેથી જ એક એક કરી બધા ગામમાંથી છટકી જાય છે કે ? તે દહાડે તિલક ઘોષનાં ઘરનાં માણસો અહીંથી મુકામ ઉઠાવી યશોહર જતાં હતાં તે જોઇ હું વિચારમાં પડી ગયો હતો. પૂછ્યું કે 'જાઓ છો કેમ ?' તો કહે 'અહિં જણસો બધી મોંઘી છે !' જોતજોતામાં કેટલાં ઘર અમારા મહોલ્લામાંથી ખાલી થઇ ગયાં છે."

" ત્યારે ભાઇ, તને કહું છું, કોઇની આગળ વાત ના કરતો, હું પણ આજકાલમાં ચાલ્યો જવાનો છું."

" હેં ! ત્યારે હું શું કામ અહીં પડી રહીને ઝબે થાઉં ? પણ—આ ઘરબાર, વેપારધંધો, વગેરે છોડીને ચાલ્યા જવું ગરીબ માણસને કેમ પાલવે ?"

" ત્યારે શું કરવું ? જીવ પહેલો કે ઘરબાર, પહેલાં ? જોઇશું, રાજ્ય કાયમ રહેશે તો વળી પાછા આવીશું. ઘરબાર થોડાં નાશી જવાનાં છે ?"

# પ્રકરણ ૧૦ મું

"મહારાજ," શ્રીએ કહ્યું, "તમે તો પડયા પાથર્યા અહીં રહો છો—રાજ્ય કોણ સંભાળે છે?"

"તું જ મારૂં રાજ્ય," સીતારામે જવાબ દીધો, "જેટલું તારાથી સુખ, તેટલું કંઇ રાજ્યથી મળે?"

"છિઃ, છિઃ, મહારાજ, આટલા વાસ્તેજ હિંદુ રાજ્ય સ્થાપવા નીકળ્યા હતા કે? મારી આગળ રાજ્ય રદ, ધર્મ પણ રદ? હું એકલીજ તમારૂં સર્વસ્વ? આ તે રાજા સીતારામ રાય?"

"રાજ્ય તો સ્થાપન થઇ ચૂક્યું છે."

"ટકશે?"

"કોની મગદૂર છે કે ભાંગે?"

"તમારે હાથેજ ભાંગો છો. રાજાનું રાજ્ય, અને વિધવાનું શિયળ, બેઉ સરખાં. કાળજીપૂર્વક રક્ષા કરો નહિ, તો રહે નહિ."

"કેમ? રક્ષા તો થાય છે."

"તમે તો કરતા નથી. તમને તો આખો વખત હું અહીં જોઉં છું."

"હું રાજકાજ ઉપર ધ્યાન આપતો નથી, એમ નથી. લગભગ રોજ શહેરમાં જાઉં છું. બીજો કોઇ આખો દહાડો દેખરેખ રાખી જેટલું કામ કરે, તેટલું મારી એક ઘડીની દેખરેખથી થાય છે. તે સિવાય 'તર્કાલંકાર મહારાજ છે, મૃણ્મય છે, તેઓ બધાં કામમાં પ્રવીણ છે: તેઓ છે ત્યાં સુધી હું દેખરેખ નહિ રાખું, તો એ ચાલે."

"તેઓ હતા તે છતાં એક વેળા રાજ્ય જવા બેઠું હતું.

નશીબજોગે તમે તે દહાડે રાતે આવી પહોંચ્યા ન હોત, તો રાજ્ય રહેતે નહિ. વળી પાછા કેમ તેમને ભરોસે નચિંત બેસો છો?"

"હું અહીંઆં જ છું, કેથે ગયો તો નથી? ફરી આફત આવશે તો રક્ષા કરીશ."

"જ્યાં સુધી એ વિશ્વાસ છે, ત્યાં સુધી તમે કંઇ પ્રયત્ન કરવાના નથી. પ્રયત્ન સિવાય કોઇ કાર્ય સફળ થતું નથી."

"પ્રયત્નમાં શું ખામી જણાય છે?"

"હું બાઇ માણસ, સન્યાસી, રાજકાજમાં હું શું સમજું કે તમારા સવાલનો જવાબ આપી શકું? પણ એક વાતની મારા મનમાં બહુ ફિકર થાય છે. મુર્શિદાબાદની ખબર રાખો છો? તોરાબખાં ગયો, ભૂષણા ગયું, બારોભૂંઇયા ગયું—નવાબ શું ચૂપ બેસી રહ્યો છે કે?"

"એ ફિકર તારે કરવી નહિ. જ્યાં સુધી મુર્શિદકુલિને જમીન મહેસુલ દર કિસ્તે નિયમિત મોકલ્યા કરશું, ત્યાં સુધી તે ચું કે ચાં કરશે નહિ."

"મોકલો છો કે?"

"હા, મોકલવાનો બંદોબસ્ત તો કરેલો છે, પરંતુ ઓણ મોકલાય તેમ નથી, ખર્ચ ઘણો થઇ ગયો છે."

"ત્યારે તે ચૂપ બેસી રહેશે કે?"

સીતારામ માથું નીચું કરી થોડો વાર મુગો બેઠો. પછી બોલ્યો, "તે શું કરશે, શું કરે છે, તેની કશી ખબર મને મળી નથી."

"મહારાજ," શ્રીએ કહ્યું, "ચિત્તવિશ્રામમાં રહીને એ ખબર રાખવાનું ભૂલી ગયા કે?"

"એમ લાગે છે ખરૂં," સીતારામે ચિંતામાં પડી જવાબ દીધો, "શ્રી, તારૂં મોં જોઉછું કે હું બધું ભૂલી જાઉં છું!"

" ત્યારે મારી એક અરજ છે. આ કાળું મોં ફરી પાછું સંતાડવા દો, નહિ તો સીતારામ રાયનું નામ બદનામ થશે, આ ધર્મરાજ્ય વેરાનખેરાન થઇ જશે. મને હુકમ કરો, હું વનમાં જાઉં."

" જે થવાનું હોય, તે ભલે થાય. મેં વિચાર કરી જોયો છે. કાં તો તને છોડવી કે કાં તો રાજ્ય છોડવું. હું રાજ્ય છોડીશ, તને છોડીશ નહિ."

" ત્યારે તેમ કરો. કોઇ લાયક માણસના હાથમાં રાજ્ય સોંપો. પછી સન્યાસ લઇને મારી સાથે ચાલો!"

સીતારામ વિચારમાં પડી ગયો. અત્યારે તેની ભોગલાલસા ઘણી પ્રબળ હતી. થોડો વખત અગાઉ કદાચ સીતારામ રાજ્યત્યાગ કરી શકતે. આજે તે સીતારામ નહોતો. રાજ્યભોગથી સીતારામનું મન મેલું થયું હતું. સીતારામ રાજ્યત્યાગ કરી શકયો નહિ.

---

## પ્રકરણ ૧૧ મું

તે દિવસે દરબારમાં મૂર્છા ખાઇને પડી ગઇ અને સખીઓએ ઉંચકી લઇ જઇને તેને ખાટલામાં સુવડાવી, ત્યાર પછી રમા પાછી ઉઠી નહિ. જીવ ઉપર જોરાવરી કરીને તેણે પોતાના સતી નામની રક્ષા કરી હતી. નામ રહ્યું, જીવ જવા બેઠો હતો.

રમાનો રોગ અત્યારે જુનો થયો હતો. પ્રણ બધી વાત પહેલેથી માંડીને કહું. રાજાની રાણી, એટલે સારવારનો સવાલ નહોતો. વૈદ્યોની દોડાદોડ થઇ રહી. અનેક વૈદ્યો સરકારી નોકરીમાં હતા. તેમને ઝાઝું કામ નહોતું. સાધારણ નોકરવર્ગને મસાલો ખવડાવી અને દાસીઓને

પુષ્ટિની દવા આપી તેઓ વખત પસાર કરતા હતા. હવે રાણી માંદી પડી એટલે તેમના ભાવ એકદમ વધી ગયા. રોગનિર્ણય સંબંધી તેઓમાં વાદવિવાદ થવા લાગ્યો. મૂર્છા, વાયુ, પિત્ત, હૃદ્રોગ, વગેરે જાતજાતના રોગનાં લક્ષણો સાંભળતાં સાંભળતાં રાજપુરૂષો કંટાળી ગયા. કોઇ નિદાનના તો કોઇ વાગ્ભટના સમ ખાય, કોઇ ચરકસંહિતાના શ્લોકો અડાવે, તો કોઇ સુશ્રુતની ટીકા ઝાડે! રોગનો નિર્ણય એમનો એમ રહ્યો.

પણ વૈદરાજો કેવળ શ્લોકની ઝાડઝુડ કરી નચિંત બેઠા, એમ કહી આપણે તેમની નિંદા કરીશું નહિ. તેમણે જાતજાતનાં ઓસડ પણ આપ્યાં. કોઇએ ગોળીઓ, કોઇએ ચૂરણ, કોઇએ ઘી અને કોઇએ તેલ! કોઇ કહે, "ઓસડ તૈયાર કરવું પડશે," તો બીજા કહે, "અમારી પાસે જે તૈયાર છે, તેવું ફરીથી બનવું મુશ્કેલ છે!" ગમે તેમ હોય, રાજદરબાર, રાણી માંદી, ઓસડ તો જોઇએ—નવાં બને નહિ, એમ કંઇ ચાલે? બને, તો દશ જણને બે પાંચ રૂપીઆ કમાવાની તક મળે, એટલે ઓસડ તૈયાર કરવાની ધમાલ ચાલી. કેથે ખાંડણીદસ્તાથી જડીબુટીઓ ખંડાવા માંડી, કેથે ઓરસિયાં ઉપર મૂળિયાં ઘસાવા લાગ્યાં, કેથે ધાડવામાં કાવા ઉકળવા લાગ્યા, તો કેથે માટલાંમાં તેલ સાફ થવા લાગ્યાં. આ બધી દોડધામ જોઇ એક દાસીએ એક દહાડો ટકોર પણ કીધી કે "રાણી હોઇએ અને માંદા પડીએ, એ પણ એક જાતનો ઓચ્છવ!"

પરંતુ જેને ખાતર આ બધી ધમચકડ ચાલી રહી હતી, તેને દવા સાથે સાક્ષાત્ સંબંધ બહુ થોડો થતો હતો. વૈદરાજો દવાની જોગવાઇ કરી શકતા નહોતા, એમ નહોતું. એ બાબતમાં તેમની જરા જેટલી કસુર નહોતી. રમાએ પોતે જ તેમની મહેનત ઉપર પાણી ફેરવ્યું—તે દવા ખાતી જ નહોતી. મુરલાની જગાએ જમના નામે એક બાઇ રાણીની મુખ્ય દાસી બની હતી. સે ઉમરે કંઇક ઘરડી હતી, તે જોઇ નંદાએ

તે જગા ઉપર નિમણૂક કરી હતી. જમના પોતાને ઘરડી માનતી હતી કે કેમ, તે અમે કહી શકતા નથી. કોઇ એક નોકરનો એ વિષે જુદો જ અભિપ્રાય હતો, એમ અમે સાંભળ્યું છે. મુદ્દાની વાત એટલી જ હતી કે જમનાનું વર્તન ઘરડી ડોસીના જેવું હતું, અને તે રમાનું બહુ જતન કરતી હતી. રોગીની માવજતમાં કંઇ મણા આવે નહિ, તેની તે ખાસ કાળજી રાખતી હતી. રમાને વાસ્તે વૈદરાજો જે દવા આપતા, તે જમનાના હાથમાં જતી; દવા ખવડાવવી, એ તેનું કામ; પરંતુ તે ખાવી, નહી ખાવી, એ રોગીની મરજીની વાત હતી. રમા કોઈ પણ ઉપાયે દવા ખાતી નહોતી.

રોગ નરમ પડવાને બદલે ધીમે ધીમે વધતો ગયો. ઓશીકા ઉપરથી માથું ઉંચું કરવા જેટલી શકતી પણ હવે રમાના શરીરમાં નહોતી. તે જોઇ સઘળી વાત નંદાને કહી દેવાનો નિશ્ચય કરી જમના એક દિવસ બોલી, "હું મોટાં રાણીજી પાસે જાઉં છું. તે આવીને પોતાને હાથે તમને દવા ખવડાવશે."

"બ્હેન," રમાએ કહ્યું, "મરતી વખતે મને શું કામ સંતાપે છે? લે, ચાલ, આપણે કંઇ સમજુતી કરીએ."

"સમજુતી?"

"તું મને દવા વેચાતી આપ! ગોળી દીઠ એકેક રૂપીઓ આપવા હું રાજી છું!"

"એ વળી શું નવી વાત? દવા તમારી, તે તમને વેચાતી શાની આપવાની જી?"

"નહિ સમજી જી. પૈસા લઇ તું મને દવા વેચાતી આપે, એટલે દવાની માલિક હું થઇ—મારે જોઇએ તો ખાઉં ને જોઇએ તો ફેંકી દઉં. તું છૂટી!"

જમના પહોંચેલબુદ્ધિ હતી. "આમે ને આમે આને મરવું જ છે,

ત્યારે હું શું કામ પૈસા જતા કરૂં?" એવો વિચાર કરી તેણે જવાબ દીધો, "રાણીજી, તમારે દવા ખાવી જ હોય, તો પૈસા આપીને લો કે એમની એમ લો, પણ લેતા કેમ નથી? અને નહિ ખાવી હોય, તો મારે રાખીને શું કરવી છે?"

સોદો સહી થઇ ગયો. જમનાએ પૈસા લઇ દવા રમાને વેચાતી આપી. રમાએ થોડીક થૂંકદાનીમાં નાંખી, થોડીક ઓશીકાની નીચે રાખી. ઉઠવાની શકિત નહોતી કે જઇને બીજે ક્યે મુકી આવે.

શરીરનાશનાં સઘળાં ચિન્હો એક પછી એક દેખાવ દેવાં લાગ્યાં. નંદા દરરોજ રમાની ખબર લેવા આવતી હતી. ઘડી બે ઘડી બેસી વાત-ચીત કરી જતી રહેતી હતી. તેણે મોતનો ઓળો દીઠો. જેનો ઓળો જણાય, તે વસ્તુ નજીકમાં જ હોય. નંદા વિચાર કરવા લાગી, "હાય, રાજ્યના વૈદ્યોને શું ડાકણોએ ખાધા છે?" રમા પાસેથી જઇને તેણે તરત જ વૈદ્યો બોલાવી મંગાવ્યા. બધા ભેગા થયા, એટલે પડદા પાછળ બેસી તેમનો સારી પેઠે ઉધડો લઇ નંદાએ કહ્યું, "તમને રોગ સારો કરતાં આવડતું નહિ હોય, તો હરામનો પગાર શું કામ ખાઓ છો?"

એક ઘરડા વૈદરાજે જવાબ દીધો, "મહારાણીજી, વૈદ બહુ બહુ તો દવા આપે, કંઇ આવરદા નહિ આપે."

તે સાંભળી નંદાએ ચીડવાઇને કહ્યું, "ત્યારે અમારે દવાનું કામ નથી અને વૈદનું યે કામ નથી! તમે સૌ સૌને ઘેર જાઓ."

વૈદરાજો બધા શરમાઇને નીચું જોઇ રહ્યા. પેલા ઘરડા વૈદરાજ જમાનાના ખાધેલા હતા. તેમણે કહ્યું, "અમારાં નશીબમાં જશ નહિ, એટલે આમ થયું છે. નહિ તો મેં જે દવા આપી હતી, તે સાક્ષાત્ ધન્વંતરિ! જો આપ એક શરત કબૂલ કરો તો હજી પણ ત્રણ દિવસમાં આરામ કરી આપવાનું હું માથે લઉં છું."

"શું શરત?"

"હું જાતે પાસે બેસીને દવા ખવડાવું." ડોસાને લાગ્યું કે "બેટી દવા ખાતી જ નહિ હોય. મારી દવા ખાય ને રોગી મરે?"

નંદાએ એ વાત કબૂલ કરી તેમને વિદાય કર્યા. પછી રમા પાસે જઇને તેને સઘળી હકીકત કહી. રમા આછું હસી—વધારે હસવા જેટલી તેનામાં શક્તિ નહોતી, તેના મોં ઉપર તેટલી જગા પણ નહોતી. મોં બહુ નાનું થઇ ગયું હતું.

"હસી કેમ?" નંદાએ પૂછ્યું.

"મારે દવા નથી ખાવી."

"છિઃ, બ્હેન, આટલા દિવસ ખાધી, તો ત્રણ દિવસ વધારે."

"મેં દવા ખાધી જ નથી."

"હેં!" નંદા ચમકી ઉઠી. "બિલકુલ નહિ?"

"ના. બધી ઓશીકા નીચે છે."

નંદાએ ઓશીકું ઉંચકીને જોયું—દવા બધી ત્યાં હતી. તેણે પૂછ્યું, "કેમ, બ્હેન, હવે શું કામ આપઘાત કરે છે? કલંકમાંથી તો તું છૂટી ગઇ છે."

"તેમ નથી—વારૂ, હું દવા ખાઇશ."

"હવે ક્યારે ખાશે?"

"જ્યારે રાજા મારી પાસે આવશે, ત્યારે."

રમાની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં. નંદાની આંખમાં પણ પાણી આવ્યું. સીતારામ હવે રમા પાસે આવતો જતો નહોતો. તે તો ચિત્તવિશ્રામમાં જ પડયો રહેતો હતો. આંખ લૂછતાં લૂછતાં નંદાએ કહ્યું, "હવે રાજા ઘેર આવશે, ત્યારે જરૂર હું તેને તારી પાસે મોકલીશ."

# પ્રકરણ ૧૨ મું

"હવે રાજા ઘેર આવશે ત્યારે જરૂર તેને હું તારી પાસે મોકલીશ," એમ કહી નંદા રમાને દિલાસો દઇ ગઇ હતી. એ આશામાં રમાએ જેમ તેમ કરી જીવન ટકાવી રાખ્યું, પણ હવે બચે એમ લાગતું નહોતું. નંદા પણ પોતે જે ધીરજવાક્ય કહી આવી હતી તેનો જ જપ કરતી હતી, પરંતુ રાજા હાથમાં આવતો નહોતો. જો કદી હાથમાં આવતો, તો "આજે નહિ, કાલે," કહી રાજા છટકી જતો હતો. કોઇ પણ કારણસર રાજા ઉપર ગુસ્સે નહિ થવું, એવો નંદાએ નિશ્ચય કર્યો હતો. તે પોતાના મનમાં કહેતી, "રાજા ડાકણના હાથમાં પડયો છે એ વાત સાચી, પણ તેટલા વાસ્તે મારે શા માટે ભૂતનો ભોગ થવું ? જો ક્રોધરૂપી ભૂતના પંજામાં હું સપડાઇ, તો તો આ ઘરસંસારનું સત્યાનાશ વળી જશે." આ વિચારથી નંદાએ સીતારામ ઉપર ક્રોધ કર્યો નહિ—તે ધ્યાન દઇને ઘરનું કામકાજ કરવા લાગી. પણ પેલી ડાકણ ઉપર તેને ખુબ ચીડ ચડી. તેને ખબર નહોતી કે એ ડાકણ શ્રી હતી. સીતારામ સિવાય કોઇને એ ખબર નહોતી. નંદાએ ઘણી વખત તપાસ કરવા માણસો મોકલ્યાં હતાં, પણ રાજાના હુકમ સિવાય માખી પણ ચિત્તવિશ્રામમાં દાખલ થઇ શકતી નહોતી, એટલે પરિણામ કંઇ આવ્યું નહિ. તો પણ લોકવાયકા એવી હતી કે ડાકણ દિવસને વખતે ખુબસુરત સ્ત્રીનું રૂપ ધારણ કરી ઘરનું કામકાજ કરતી હતી, અને રાતે શિયાળવી બની મસાણે મસાણે રખડી માણસનું માંસ ખાતી હતી! અતિશય ભય પામી નંદાએ આ વાત ચંદ્રચૂડ મહારાજ આગળ કીધી. ચંદ્રચૂડે સારામાં સારા મંતરમંતર જાણનારા બ્રાહ્મણોને ભેગાં કર્યાં,

અને રાજાના ઉદ્ધાર માટે જે કંઇ ક્રિયાઓ કરાવવી ઘટે, તે કરાવી, પણ કોઇ પણ ઇલાજથી ડાકણ ગઇ નહિ. આખરે એક ચાલાક ભૂવો બોલ્યો, "માણસજાતથી એનો કંઇ પણ ઇલાજ થાય તેમ નથી. એ સામાન્ય ડાકણ નથી. એ કૈલાસમાં રહેનારી સાક્ષાત્ ભવાનીની સખી; એનું નામ વિશાલાક્ષી! શિવના શ્રાપથી થોડો વખત મૃત્યુલોકમાં મનુષ્યસહવાસ માટે આવી છે. શ્રાપ ઉતરી જશે ત્યારે પોતાની મેળે જતી રહેશે!" એ સાંભળી ચંદ્રચૂડ અને નંદા નિરાશ થઇ માથે હાથ દઇને બેઠાં. નંદા બબડી, "ભવાનીની સખી હોય કે જે હોય તે, એક વાર મારા હાથમાં આવે તો નખ વડે રાંડનું માથું જ ચીરી નાંખું!"

પણ નંદાને સીતારામ ઉપર જરા એ ક્રોધ નહોતો. સીતારામ પણ શહેરમાં આવતો, ત્યારે ઘણોખરો નંદા પાસે જતો. હરવખત નંદા તેને રમાની ખબર આપી કહેતી, "તે બહુ મુઝાય છે, તમે જઇને એકવાર તેને જોઇ આવો." જવાબમાં સીતારામ "જાઉં છું," "જઇશ," કહેતો, પણ જતો નહિ. એક દિવસ નંદાએ તેને સાબૂત ઘર્યો અને કહ્યું, "જોવી હોય તો આજે જોઇ આવો, નહિ તો આ જન્મમાં હવે ફરીથી તેનું મોં જોવાનું જડશે નહિ."

લાચારીથી સીતારામને રમા પાસે જવું પડ્યું. તેને જોઇ રમા ખૂબ રડી. તેણે સીતારામને ઠપકો દીધો નહિ—તે કશું બોલી શકી નહિ. સીતારામના મનમાં કંઇ સંતાપ થયો કે નહિ, તે અમે જાણતા નથી. સીતારામે તેને મમતાથી બોલાવી અને જલદી આરામ થઇ જશે એમ કહી ધીરજ આપી. ધીમે ધીમે રમાના ચહેરા ઉપર ખુશાલી પ્રકટી નીકળી; તે મૃદુ મૃદુ હસવા લાગી. તે જોઇ સીતારામ સમજી ગયો કે હવે વાર નહોતી.

સીતારામ પલંગ ઉપર બેઠો હતો. રમાનો પુત્ર ત્યાં આવી ચડ્યો.

રમાની આંખમાં વળી પાછાં આંસુ આવ્યાં—થોડો વખત સુકા ગાલ ઉપર થઇને પાણી દડદડ વહેવા લાગ્યું. બાળક પણ માનું જોઇ રડવા લાગ્યો. રમાએ ઇસારત કરી અસ્ફુટ સ્વરે સીતારામને કહ્યું, "એને એક વાર ખોળામાં લો." સીતારામે બાળકને ખોળામાં લીધો. પછી દુ:ખભર્યા, ધીમા, ગુંગળાયલા સાદે રમા કહેવા લાગી, "આને વાંકે બાળકને તજી દેશો નહિ, એ જ તમારી પાસે મારી છેલ્લી અરજ છે. એને મોટી રાણીના હાથમાં સોંપી જવાનો મારો વિચાર હતો. તેમ નહિ કરતાં તમારા હાથમાં સોંપ્યો છે—એની સંભાળ રાખશો ?"

ચાવીવાળા પૂતળાની માફક સીતારામે ડોકું ધૂણાવી હા કહી. પછી રમાએ સીતારામને વધારે પાસે આવી બેસવાની ઇસારત કીધી. સીતારામ તેની પાસે બેઠો, એટલે રમાએ તેના પગ ઉપર હાથ મુકી તેની પદરજ લઇ પોતાને માથે ચઢાવી કહ્યું, "આ જન્મે તો હવે રજા લઉ છું. આશીર્વાદ આપો કે આવતે જન્મે તમને પાછા મેળવું."

તરત જ રમા બોલતી બંધ થઇ ગઇ. શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. આંખનું તેજ જતું રહ્યું, મોં ઉપરની કાળી છાયા વધારે કાળી પડવા લાગી. આખરે બધું અંધારૂં થઇ ગયું. દીવો હોલવાઇ ગયો. રમા ચાલી ગઇ.

## પ્રકરણ ૧૩ મું

રમા મરી ગઇ તે દિવસે સીતારામ પાછો ચિત્તવિશ્રામે ગયો નહિ. હજી વાત બહુ વધી નહોતી. જ્યાં સુધી તે રાજા બન્યો નહોતો, જ્યાં સુધી તેણે શ્રીને બીજી વાર જોઇ નહોતી, ત્યાં સુધી તેનો રમા ઉપર અથાક પ્રેમ હતો—નંદા ઉપર હતો તે કરતાં ય વધારે. તે પ્રેમ જતો રહ્યો હતો, તેનો તેણે અત્યાર સુધી વિચાર કર્યો નહોતો. આજે વિચાર કરી જોયો. વિચાર કરતાં તેને માલમ પડયું કે એમાં રમાનો લગીરે દોષ નહોતો—દોષ તેનો પોતાનો. સીતારામ અંદરખાનેથી પોતાની જાત ઉપર બહુ નારાજ થયો.

આ કારણથી તેનો મિજાસ ખરાબ થઇ ગયો. દિલ ખુશ કરવા માટે શ્રી પાસે જવાનું તેને મન થયું નહિ, કારણ, તેની આ મનોદશા મુખ્યત્વે કરીને શ્રીને લીધે જ થઇ હતી. રમા તરફની તેની બેદરકારીનું કારણ પણ શ્રી. શ્રી પાસે જાય તો આગ ઉલટી વધે. આ વિચારથી તેની પાસે નહિ જતાં રાજા નંદા પાસે ગયો. પણ નંદાએ તે દહાડે એક ભૂલ કીધી. તેનો પણ આજે મિજાસ ગયો હતો. ડાકણ કે માનવી, કોઇ પાપિષ્ઠાને ખાતર રાજાએ તેની અવગણના કરી, તેનો નંદાના મનમાં રોષ નહોતો. પરંતુ રમાની આટલી બધી અવગણના થઇ, રમા મરી ગઇ, તેથી નંદાને રાજા ઉપર ખુબ રીસ ચડી. તેને પોતાને થયલા અપમાનથી તેમાં વધારો થયો. તેને એટલો બધો રોષ ચડયો હતો કે ઘણી મહેનત કરવા છતાં પણ તે તે દબાવી શકી નહિ. રમાની વાત નીકળતાં જ તે બોલી ઉઠી, "મહારાજ, તમે જ રમાના મોતનું કારણ!"

નંદાએ માત્ર દિલનો ઉભરો બહાર કાઢ્યો, તે જ; તેના મનમાં કંઇ નહોતું. પણ તેથી આગ સળગી. કારણ, બળતણ તૈયાર હતું. મૂળે તો સીતારામનો મિજાસ ઠેકાણે નહોતો, માંડમાંડ તે પોતાનું મન મનાવી રહ્યો હતો, ત્યાં નંદાએ મારેલો આ વાજબી ટાણો તેને શૂળ જેવો ખૂંચ્યો. "મહારાજ, તમે જ રમાના મોતનું કારણ," એ શબ્દો સાંભળતાંની સાથે જ સીતારામ ગર્જના કરતો બોલ્યો, "ખરી વાત. મારા જીવનો જોખમ ખેડીને, મારૂં લોહી ધરતી ઉપર રેડીને, તમને રાણીઓ બનાવી, તે મને કહી સંભળાવવાને વાસ્તે કે હું જ તમારા મોતનું કારણ! ગંગારામને બોલાવી મારા મોતનું કારણ થવાની રમાએ ચેષ્ટા કીધી, તે વખતે કેમ કોઇ કંઇ બોલ્યું નહિ?"

આમ કહી સીતરામ અંતઃપુરમાંથી બહાર ચાલી ગયો. ત્યાં, તે રમાના મોતનો સંતાપ કરતો હશે એમ ધારી તેને દિલાસો દેવાની મતલબથી, ચંદ્રચૂડે જાતજાતની વાત કરવા માંડી. રાજાનો મિજાસ ઉકળતા તેલની માફક કડકડ થઇ રહ્યો હતો; તેણે ચંદ્રચૂડની વાત ઉપર ઝાઝું લક્ષ આપ્યું નહિ. ચંદ્રચૂડે પણ એક ભૂલ કીધી. તે સમજ્યો કે રમાના મોતથી રાજાને પશ્ચાતાપ થયો છે, માટે આ વખતે જો એનું મન ડાકણ ઉપરથી ઉઠી જાય એવી તજવીજ કરી હોય તો તે ઠીક થઇ પડશે. આવો વિચાર કરી, પ્રસ્તાવના કરવાના હેતુથી તે બોલ્યો, "મહારાજ, આપે નાની રાણીની જરા સરખી કાળજી રાખી હોત, તો તે બિચારી સારી થતે."

બળતી આગમાં આ ફુંક લાગવાથી ભડકો થયો. રાજાએ કહ્યું, "તમે પણ એમ માનો છો કે હું જ નાની રાણીના મોતનું કારણ?"

ચંદ્રચૂડની તો ખરેખર એ જ માન્યતા હતી. તેણે ધાર્યું કે "આ વાત રાજાને સ્પષ્ટ કહેવી, એ જ ઠીક. પોતાનો દોષ જુએ

સુધી કોઇ પોતાનું ચરિત્ર સુધારી શકે નહિ. હું એનો ગુરૂ તેમજ મંત્રી. હું જો કહેવાની હિંમત નહિ કરૂં, તો કોણ કહેશે ?" આવો ખ્યાલ કરી તે બોલ્યો, "એક લેખે એમ પણ કહી શકાય."

"કહી શકાય ? ત્યારે કહો. માત્ર ધ્યાનમાં રાખજો કે જો મેં લોકના મૃત્યુની ઇચ્છા કરી હોત, તો રાજ્યમાં એક પણ માણસ આટલા દિવસ ટકતે નહિ."

"આપે કોઇના પણ મૃત્યુની ઇચ્છા કરી છે, એમ હું કહેતો નથી. પરંતુ આપે કોઇના મૃત્યુની ઇચ્છા નહિ કરી હોય, તો પણ જેનું રક્ષણ કરવાની આપની ફરજ છે તેનું જતન કે રક્ષણ આપ નહિ કરો, તો તે મૃત્યુ પામે. નાની રાણી તો શું, પણ આખું રાજ્ય આપની દેખરેખની ગેરહાજરીમાં કદાચ જતું રહે. આજે કેટલા દિવસથી આ વાત આપને કહેવાને હું તલપી રહ્યો છું, પણ આપને ફુરસદ ન હોવાથી કહી શકયો નહિ."

રાજા મનમાં જ બબડયો, "બેટાઓ બધા જ દેખરેખની ગેરહાજરીની વાત કરે છે—હરામખોરો કરે છે શુ ?" પછી મોટેથી કહ્યું, "વારૂ, હું દેખરેખ નથી રાખતો—તમે લોકો શું કરો છો ?"

"અમારાથી જેટલું થાય તેટલું અમે કરીએ છીએ, પણ અમે કંઇ રાજા નથી. જેમાં રાજાનો હૂકમ જોઇએ તેવાં કામ અમે કરી શકતા નથી. મારી અરજ છે કે કાલે સવારે આપ દરબારમાં પધારો. ત્યાં સઘળી હકીકતથી હું આપને વિગતવાર વાકેફ કરીશ, તુમારો દેખાડીશ. આપ ઠીક લાગે તે પ્રમાણે હુકમ કરજો."

રાજાએ મનમાં કહ્યું, "તમારી ગુરૂગીરી કંઇક વધી ગઇ છે. મારી પણ ઇચ્છા છે કે તમને કંઇક નશિયત આપું." પ્રકાશ્ય કહ્યું, "ઠીક છે, જોઇશ."

ચંદ્રચૂડના ઠપકાથી રાજાનું આખું શરીર બળતું હતું, માત્ર ગુરૂ સમજી તેણે તેને વિશેષ કંઇ કહ્યું નહિ. પરંતુ ક્રોધને લીધે તેને રાતે ઉંઘ આવી નહિ. ચંદ્રચૂડને કેમ શિક્ષા કરવી તેનો જ તે વિચાર કરવા લાગ્યો. સવારે ઉઠી નિત્યકર્મમાંથી પરવારી કરી તે દરબારમાં ગયો. ચંદ્રચૂડે તુમારોનો ઢગલો લાવી રજુ કર્યો.

---

## પ્રકરણ ૧૪ મું

ચંદ્રચૂડ રાજાને જે વાત જણાવવા માગતો હતો, તે આ: રાજ્ય ગમે તેવડું મોટું હોય, રાજા ગમે તેવડો મોટો હોય, પણ પૈસા નહિ હોય તો કોઈ પણ રાજ્ય ચાલે નહિ. આપણે આજે પણ જોઇએ છીએ કે જેમ પૈસા વગર તમારો અમારો સંસાર ચાલતો નથી, તેમ અંગ્રેજનું આવડું મોટું રાજ્ય પણ પૈસા વગર ચાલતું નથી. પૈસાને અભાવે રોમની શહેનશાહત નાશ પામી—પ્રાચીન સભ્યતા અંધકારમાં ભળી ગઇ. સીતારામને એકાએક પૈસાની તાણ પડી.

સીતારામને પૈસાની તાણ નહિ પડવી જોઈએ, કારણ, તેની આવક અનેકગણી વધી હતી. ભૂપણાનો ફોજદારી ઇલાકો તેના હાથમાં આવ્યો હતો, બારોભૂંઇઆ તેના કબજામાં હતું. જે જે મૂલકો તેના હાથમાં આવ્યા હતા, તેની મહેસુલમાંથી બાદશાહનો હિસ્સો તેને પહોંચતો કરવાની જવાબદારી સીતારામને માથે હતી. આજ સુધી તેમાંની એક કોડી પણ તેણે મુર્શિદાબાદ મોકલી નહોતી—જેટલું ઉઘરાવ્યું હતું તેટલું, બધું પોતે જ વાપરી ખાધું હતું. તે છતાં નાણાંભીડ કેમ ?

લોકની આવક વધે, તેની સાથે જ ખોટ શરૂ થાય, કારણ, ખરચ પણ વધે. ભૂષણા કબજે કરવામાં ખરચ થયો હતો, બારોબૂદઆ કબજે કરવામાં પણ ખરચ થયો હતો. આજે મોટું લશ્કર રાખવું પડતું હતું—વખતે કોઇ બળવો કરે, વખતે કોઇ ચઢી આવે, તો તેને પહોંચી વળવા સારૂ—તેનો પણ ખરચ થતો હતો. આ પ્રમાણે જેવી આવક, તેવો જ ખરચ.

પરંતુ આવક જેટલો ખરચ હોય તો એ ખોટ આવે નહિ. ખોટનું મૂળ કારણ ચોરી. રાજા હવે કોઇ જાતની દેખરેખ રાખતો નહોતો, પડયોપાથર્યો ચિત્તવિશ્રામમાં જ રહેતો હતો, એટલે રાજ્યના અમલદારો રાજ્યભંડારમાંથી પૈસા ઉપાડી સૌ સૌની મરજી પ્રમાણે ઉડાવવા લાગ્યા—કોણ પૂછે? ચંદ્રચૂડ તેમને રોકતો, પણ કોઇ તેનો હૂકમ માનતું નહોતું. તેણે કેટલાક મોટા મોટા અમલદારોની ચોરી પકડી અને રાજા ફરી દરબારમાં આવે ત્યારે સઘળી વિગત તેની આગળ રજુ કરવી એવો નિશ્ચય કર્યો. પણ રાજા તેના હાથમાં આવતો નહોતો; આવતો, તો "એ બધું તમારૂં કામ," એમ કહી ગમે તે બહાને તેના હાથમાંથી છટકીને ચિત્તવિશ્રામે ચાલી જતો. આખરે હતાશ થઇ ચંદ્રચૂડે પોતે જ કેટલાક જણને બરતરફ કરવાનો હૂકમ કાઢયો. "મહારાજ," તેઓએ હસતાં હસતાં તેને ઉડાવવાની વાત કીધી, "જ્યારે શાસ્ત્રોનો ખપ પડશે, ત્યારે તમારી વાત સાંભળીશું. રાજાના સહીસિક્કા સાથેનો હૂકમ હોય તો દેખાડો, નહિ તો ઘેર જઇને બેઠા બેઠા સંધ્યાપૂજા કર્યા કરો!"

રાજાનો સહીસિક્કો મેળવવો એ કંઇ મુશ્કેલ વાત નહોતી. ગમે તે માણસ જઇને એકાદ કાગળ ધરી દેતો તો રાજા તરત તે ઉપર બિલાડું ચીતરી આપતો—કાગળ વાંચવાની તેને ફુરસદ નહોતી—ફક્ત

ચિત્તવિશ્રામે જવું પડે એટલું જ. એક દિવસ ચંદ્રચૂડે બરતરફીના હૂકમો ઉપર સહી કરાવી લીધી, રાજાએ વાંચ્યા વગર કરી આપી.

પણ તેથી ચંદ્રચૂડની મતબલ સરી નહિ. મુખ્ય અપરાધી ખજાનચી તે વખતે હાજર હતો. રાજાએ વાંચ્યા વગર સહી કરી તે જોયું હતું. તેણે કહ્યું, "હું એ હૂકમ માનતો નથી. એ તમારો હૂકમ—રાજાનો નથી. રાજાએ તો કાગળ વાંચી પણ નથી જોયો. જ્યારે રાજા સમજીસુઝીને અમને રજા આપશે, ત્યારે અમે જઈશું—હમણાં નહિ!" કોઇ ગયું નહિ. તેઓ ખુબ ચોરી કરવા લાગ્યા. તિજોરી તેમના હાથમાં હતી એટલે ચંદ્રચૂડ કંઇ કરી શક્યો નહિ.

માટે જ આજે ચંદ્રચૂડે રાજાને પકડી લીધો હતો. રાજા દરબારમાં બેઠો. ગુન્હેગારોની રૂબરૂ ચંદ્રચૂડે તમામ કેફિયત રાજાને સમજાવી. રાજા મૂળે તો સારા જગત ઉપર રૂઠયો હતો તેમાં આ ચોરીઓની વાત સાંભળી તે ક્રોધથી લાલચોળ થઇ ગયો. તેણે હૂકમ કર્યો, "બધા ગુન્હેગારોને શૂળીએ ચઢાવો!"

હૂકમ સાંભળી આખી દરબાર ભયથી થરથરવા લાગી. ચંદ્રચૂડ તો જાણે વજ્રનો ઘા પડયો હોય તેવો થઈ ગયો. તે બોલ્યો, "એ શું, મહારાજ? નાના વાંકની મોટી સજા?"

"નાનો વાંક કેવો? ચોરને શૂળીની સજા કાયદેસર છે."

"પણ એમાં કેટલાક બ્રાહ્મણો છે. બ્રહ્મહત્યા કરશો?"

"બ્રાહ્મણ હોય તેટલાને નાક કાન કાપી લોઢું તપાવી કપાળે 'ચોર' શબ્દ લખી છોડી દો. બાકી બધાને શૂળીએ ચઢાવો."

આ હૂકમ જારી કરી રાજા ચિત્તવિશ્રામે ચાલી ગયો. ગુન્હેગારોને હૂકમ પ્રમાણે સજા કરવામાં આવી. શહેરમાં હાહાકાર વર્તી રહ્યો. અનેક અમલદારો નોકરી છોડી ત્યાંથી નાઠા!

## પ્રકરણ ૧૫ મું

ચોરી બંધ થઇ તો એ નાણાંભીડ ગઇ નહિ. રાજ્યની ખરી હાલત રાજાનાં ધ્યાન ઉપર લાવવાની ઘણી જરૂર હતી, પણ રાજા સાથે મેળાપ થવો મુશ્કેલ, મેળાપ થાય તો વાતચીત થવી મુશ્કેલ. ચંદ્રચૂડે રાજાની પાછળ લાગીને એક દિવસ તેને ઘેર્યો અને કહ્યું, " મહારાજ, એક વાર આ વાત સાંભળો, નહિ તો રાજ્ય રહેશે નહિ."

" રહેતું હોય તો રહે, જતું હોય તો જાય," રાજાએ જવાબ દીધો. " વારૂ, બોલો, શું છે ? "

" સિપાઇઓ બધા નોકરી છોડી ચાલ્યા જાય છે."

" કેમ ? "

" પગાર મળતો નથી."

" કેમ નથી મળતો ? "

" પૈસા નથી."

" હજી એ ચોરી થાય છે કે ? "

" ના. ચોરી બંધ થઇ છે, પણ તેથી શું થાય ? જે પૈસા ચોરના પેટમાં પડયા, તે કંઇ પાછા ફર્યા નથી."

" મહેસુલ વસુલ થાય છે કે નહિ ? "

" એક કોડી પણ નહિ."

" કારણ ? "

" જેમને માથે મહેસુલ ઉઘરાવવાનો ભાર છે તેઓ પૈકી કોઇ કોઇ કહે છે કે " વસુલ કરતાં આખર બાકી રહી જાય તો શૂળીએ જ જવાનું કેની ? "

"તેમને બરતરફ કરો."

"નવા માણસ ક્યાંથી લાવું? વળી તદ્દન નવા માણસથી તેહસીલનું કામ કેમ થાય?"

"ત્યારે તેમને કેદ કરો."

"સત્યાનાશ! પછી મહેસુલ કોણ ઉઘરાવશે?"

"પંદર દિવસમાં જેઓ તમામ બાકીસાકી વસુલ નહિ કરી લાવે, તેમને કેદ કરવા."

"તેહસીલદારોનો એકલાનો વાંક નથી. દેણદારો પણ ઘણા આપતા નથી."

"કેમ નથી આપતા?"

"તેઓ કહે છે કે 'મુસલમાનનું રાજ્ય થશે, ત્યારે આપીશું. અત્યારે આપી બેવડું શું કામ દઈએ?'"

"જે પૈસા નહિ ભરે, જેમની ઉપર બાકી નીકળે, તેમને પણ કેદ કરવા."

ચંદ્રચૂડ શેહ ખાઇ ગયો. આખરે બોલ્યો, "મહારાજ, કેદખાનાઓમાં એટલી બધી જગા ક્યાં છે?"

"મોટી મોટી ચાલીઓ બંધાવી આપીશ."

એમ કહી બાકીદાર અને તેહસીલદાર બેઉને કેદ કરવાના હુકમ ઉપર સહી કરી સીતારામ ચિત્તવિશ્રામે ચાલ્યો ગયો. ચંદ્રચૂડે સોગંદ ખાધા કે "રાજાને રાજકાજની વાત ફરીથી કહેવી નહિ."

રાજાના હુકમથી દેશમાં ભારી હાહાકાર થઈ ગયો. કેદખાનાં બધાં ભરાઇ ગયાં—ચાલીઓ બાંધતો બાંધતો ચંદ્રચૂડ મરવા પડયો. બાકીદાર, તેહસીલદાર, બેઉ દેશ છોડી ભાગવા લાગ્યા. જેઓ બાકીદાર નહોતા, તેઓ પણ સાથે સાથે ભાગવા લાગ્યા.

માટે જ કહી ચૂક્યો છું કે આગનું પજરણ તો હતું, હવે ઘર

બળવા માંડયું. જો શ્રી આવી નહિ હોત તો સીતારામની આ અવદશા થઇ હોત કે નહિ, તે જાણતો નથી. કારણ, સીતારામે તો રાજકારભારમાં મન પરોવી શ્રીને ભૂલી જવાનો ઠરાવ કર્યો હતો—એ વાત આગળ કહી ગયો છું. કવખતે શ્રીએ આવી દેખાવ દીધો, એટલે સીતારામનો મનસુબો રેતીના બંધની માફક આસક્તિના વેગમાં તણાઇ ગયો. રાજકારભાર ઉપર મન પરોવાતે તો આ બધી આફત ટળી જતે એમ મેં કહ્યું નથી. તોપણ જ્યારે શ્રી આવી ત્યારે જો તે નંદાની માફક રાણી બનીને રાજમહેલમાં રહી હોત, જો તેણે નંદાની માફક સીતારામને રાજકારભાર ચલાવવામાં મદદ કરી હોત, તો કદાચ તેની આટલી બધી અધોગતિ થતે નહિ. કારણ, કેવળ સત્તાના મદથી જે કંઇ અધોગતિ થવાનો સંભવ હતો, તે નંદા તથા શ્રીની સહાયતાથી કંઇક કમી થતે. પણ જ્યારે શ્રી રાજમહેલમાં રાણી તરીકે નહિ રહેતાં ચિત્તવિશ્રામમાં જઇ રખાયત તરીકે રહી, ત્યારે જો તે જોગણની માફક રહેવાને બદલે ભોગણ બનીને રહી હોત, તો એ આવડો અનર્થ થતે નહિ. રાજાની લાલસા પૂરી થતાં જ તેનો મોહ ઓછો થઇ જતે—થોડા દિવસમાં જ રાજાનું ચિત્ત ઠેકાણે આવી જતે. પણ જો શ્રીને જોગણ તરીકે રહેવું હતું, તો પછી સીધી પાધરી જોગણ બનીને જ રહી હોત, તો એ આ આફત આવતે નહિ. પણ આ તો એ ઇંદ્રાણી જેવી જોગણ વાઘના ચામડા ઉપર બેઠી બેઠી મધ જેવી મીઠી મીઠી વાતો કરે, અને સીતારામને દૂર બેઠા બેઠા કૂતરાની માફક તેનું મોં જોયા કરવાનું—અને તે સીતારામની આ! પાંચ વરસ સીતારામે તેની પાછળ જીવ પટકયો હતો. એ દુ:ખની કંઇ સરખામણી થાય? એમાંથી જ સીતારામનો સર્વનાશ થયો. પહેલાં આગનું કેવળ પજરણ હતું, હવે ઘર સળગ્યું. સીતારામની ધીરજ ખૂટી—તેણે શ્રી ઉપર બળાત્કાર કરવાનો પોતાના મનમાં સંકલ્પ કર્યો.

પણ જેની ઉપર પ્રેમ હોય તેની ઉપર નીચમાં નીચ માણસ પણ બળપ્રયોગ કરી શકે નહિ. એટલે જ શ્રી ઉપરનો રાજાનો પ્રેમ હજી ઇંદ્રિયવશ હતો. તે પ્રેમ હજી ગયો નહોતો. તેથી જ બળાત્કાર કરવાની ઇચ્છા હોવા છતાં સીતારામ તે કરી શક્યો નહિ. બળાત્કાર કરવો કે નહિ એ સવાલની મીમાંસા કરતાં કરતાં સીતારામનો પ્રાણ બહાર નીકળી આવતો હતો. જ્યાં સુધી તે એક કે બીજા નિર્ણય ઉપર આવી શક્યો નહિ, ત્યાં સુધી તે એક જાતની બેભાન હાલતમાં હતો. એ ભયાનક સમયના દીવાનપણામાં રાજ્યના અમલદારો શૂળીએ ચઢયા, તેહસીલદારો કેદમાં ગયા, બાકીદારો પકડાયા, પ્રજા તમામ નાસી છૂટી અને રાજ્ય વેરાનખેરાન થવા લાગ્યું.

આખરે શ્રી ઉપર બળાત્કાર કરવો જ એવા દૃઢ નિશ્ચય ઉપર સીતારામ આવ્યો. એ ઠરાવ અમલમાં મુકાવાની તૈયારીમાં હતો, તેટલામાં વળી એક નવું તુત ઉભું થયું. ચંદ્રચૂડે રાજાને ફરીથી એક દિવસ ઘેર્યો અને કહ્યું, "મહારાજ, જાત્રાએ જવાની મને ઇચ્છા થઇ છે. આપની રજા હોય, તો જાઉં."

આ વાત સાંભળતાં જ રાજાને માથે જાણે વજ્રનો ઘા થયો. ચંદ્રચૂડ જાય તો નિશ્ચય શ્રીનો ત્યાગ કરવો પડે. નહિ તો રાજ્ય જતું કરવું પડે. એટલે રાજાએ ચંદ્રચૂડને જાત્રાનો વિચાર માંડી વાળવાનું સમજાવવા માંડયું.

આ તરફ આ પાપી રાજ્યમાં વધારે વખત રહેવું નહિ, આ પાપી રાજાની નોકરી હવે કરવી નહિ, એવો ચંદ્રચૂડે પાકો ઠરાવ કર્યો હતો. તેણે રાજાની વાત માની નહિ. બેઉ વચ્ચે ખૂબ ભાંજગડ થઇ. ચંદ્રચૂડે રાજાનો ઉધડો લીધો. રાજાએ પણ ઘણા ઉત્તર-પ્રત્યુત્તર દીધા. આખરે ચંદ્રચૂડ રહેવાને કબૂલ થયો. આ ગરબડમાં રાત ઘણી વહી ગઇ, એટલે તે દહાડે રાજાથી ચિત્તવિશ્રામે જવાયું નહિ. પણ ચિત્તવિશ્રામમાં તે જ રાતે બીજો એક બનાવ બન્યો.

# પ્રકરણ ૧૬ મું

નશીબજોગે તે જ દિવસે એક ભૈરવીએ ચિત્તવિશ્રામને બારણે આવી દર્શન દીધાં. નાની સરખી જગા હોવા છતાં પણ ચિત્તવિશ્રામ આજે રાજઘર, એટલે બહાર કેટલાક પહેરેગીરો પણ હતા. ભૈરવીએ તેમની કનેથી અંદર જવાની રજા માગી.

પહેરેગીરોએ કહ્યું, "આ રાજાનો બંગલો છે—એક રાણી અહીં રહે છે. કોઇને પણ અંદર જવા દેવાનો હૂકમ નથી." કહેવું જોઇએ કે નોકરવર્ગ રાજાની રખાયતને પણ રાણી કહી બોલાવે છે.

"તે મારા જાણવામાં છે," ભૈરવીએ જવાબ દીધો. "હું રાજાની ઓળખીતી છું, મારે માટે મનાઈ હૂકમ હોય નહિ—તમે જઇને રાજાને ખબર આપો."

"રાજા અત્યારે અહીં નથી—રાજમહેલમાં ગયા છે."

"ત્યારે રાણી અહીં હોય, તો તેને કહો. તેનો હૂકમ ચાલશે કે નહિ?"

પહેરેગીરો એક બીજાનું મોં જોવા મંડયા. ચિત્તવિશ્રામના અંતઃપુરમાં કોઇને કદી પણ દાખલ થવા દેવા નહિ, એવી રાજાની અને રાણીની બેઉની ખાસ તાકીદ હતી. રાજાની ગેરહાજરીમાં નંદાએ મોકલેલી બેએક બાઇઓએ અંતઃપુરમાં જવાની ઇચ્છા દર્શાવી હતી; પણ રાણીને એ વિષે ખબર આપવામાં આવી, ત્યારે તેણે કોઇને પણ અંદર આવવા દેવાની સખ્ત મનાઇ કરી હતી. ત્યારે હમણાં રાણીને ખબર આપવી કે નહિ? આ તરફ ભૈરવી દેખાવે માનવી જેવી લાગતી નહોતી. તેને હાંકી કાઢતાં રખેને કંઇ નવાજુની થાય તો!

આમ સાતપાંચ વિચાર કરી પહેરેગીરોએ દાસી મારફતે અંતઃપુરમાં કહેવડાવ્યું. કોઇ ભૈરવી મળવા માગે છે એ વાત સાંભળી શ્રીએ તરત તેને અંદર આવવા દેવાની રજા આપી. જયંતી અંતઃપુરમાં ગઇ.

શ્રી તેને જોઇને બોલી, "ઠીક થયું કે તું આવી. સમય એવો આવી પહોંચ્યો છે કે જ્યારે મને તારી સલાહ વગર ચાલે તેમ નથી."

"હું તો તને કહીને ગઇ હતી કે બરાબર આ વખતે તારી ખબર કાઢવા આવીશ. વારૂ, કહે, શું ખબર છે? શહેરમાં સાંભળ્યું છે કે રાજ્યમાં બહુ અંધેર ચાલે છે. તેનું કારણ તું જ હશે, નહિ? નિશાળે નિશાળે તમામ વિદ્યાર્થીઓને રઘુવંશના ઓગણીસમા સર્ગના શ્લોકો બોલતા સાંભળી આવી છું. છે શું?"

"તેટલા વાસ્તે જ તારા આવવાની રાહ જોઇ રહી હતી," એમ કહી શ્રીએ પહેલેથી છેલ્લે સુધી બધી વાત કહી. તે સાંભળી લઇ જયંતીએ પૂછ્યું, "ત્યારે તારે કરવાનું કામ તું કરતી કેમ નથી?"

"મને તેની સમજ પડતી નથી."

"શહેરમાં જા. રાણી બની મહેલમાં રહે. ત્યાં રાજાની મુખ્ય કાર બની તેને સ્વધર્મમાં રાખ, એ તારૂં કામ."

"મને તે આવડતું નથી. રાણીગીરી કરતાં હું શીખી નથી. સન્યાસકર્મ તેં શીખવ્યું છે, તેટલું જ માત્ર હું શીખી છું. જે જાણતી નથી, જે આવડતું નથી, તે કામ હાથમાં ધરીશ તો ઘોટાળો કરી બેસીશ. મારા જેવી જોગણ રાણી બનશે તેથી રાજાનું શું ભલું થશે?"

વિચાર કરી જયંતીએ જવાબ દીધો, "હું તે કહી શકતી નથી. જણાય છે કે એ ધર્મ તારાથી પળાય તેમ નથી—પળાય, એવો સંભવ હોત તો અત્યાર સુધી તું બેસી રહેતે ખરી?"

"એક દિવસ—પાલવ હલાવી મુસલમાન સેનાનો નાશ કર્યો તે દહાડે—મેં ધાર્યું હોત તો એ ધર્મનું પાલન હું કરી શકતે. પણ નશીબ તે રસ્તે ગયું નહિ, મને તે શિક્ષણ મળ્યું નહિ. નશીબ ગયું ઠીક ઉલટે જ રસ્તે—વનવાસને, સન્યાસને રસ્તે. કોણ જાણે, નશીબ પાછું ફરશે?"

"હવે ઉપાય?"

"અહીંથી નાશી છૂટવું, તે સિવાય બીજો ઉપાય મને જણાતો નથી. હું કેવળ રાજાને માટે અથવા રાજ્યને માટે કહેતી નથી, તારે અને મારે માટે પણ કહું છું. રાત દિવસ રાજાને જોતાં જોતાં ઘણી વાર મનમાં વિચાર થાય છે કે હું સંસારી છું—એની ધર્મપત્ની છું."

"તે તો તું છે જ."

"એટલે અસલ વાત યાદ આવે છે—શું વળી પાછું પ્રેમના ફાંસામાં પડવું? તેટલા વાસ્તે જ અગાઉ મેં કહ્યું હતું કે રાજાને નહિં મળું તે જ ઠીક. રાજા સુદ્ધાં બાર જણ શત્રુ."

"બીજા અગીઆર જણ તારા શરીરમાં? ભારી સન્યાસ સાધ્યો હોય એમ જણાય છે! હું જોઉં છું કે જે તેં જગદીશ્વરને સમર્પણ કર્યું હતું, તે તેં પાછું લઇ લીધું છે! એ પણ જોઉંછું કે હવે તું તારી પોતાની ફિકર કરતાં યે શીખી છે. એ શું સન્યાસ કહેવાય?"

"માટે જ પુછું છું કે નાશી જાઉં તે ઠીક કે નહિ?"

"ઠીક તો ખરૂં."

"રાજા કહે છે કે 'તું નાશી જશે તો હું આપઘાત કરીશ.'"

"મરદોની એરાં સમજાવવાની વાત. જેને કામદેવનાં બાણ વાગ્યાં હોય તેનો લવારો."

"એ ભય નથી?"

"હોય તો એ તારે શું? રાજા મરે કે જીવે તેમાં તને શું? તારો સ્વામી થાય તેથી તને આટલી બધી ફિકર લાગે છે કે? એ શું સન્યાસ?"

"એ સન્યાસ હોય કે નહિ હોય—રાજા મરવાથી કયા જીવનું કલ્યાણ થયું છે?"

"રાજા મરવાનો નથી, ગભરા ના. રમકડું ખોવાઇ જાય તો બાળક રડે, મરે નહિ. કર્મનું ફળ ઈશ્વર ઉપર છોડી તું તારે જેથી ચિત્ત કાબુમાં રહે તેવો રસ્તો પકડ."

"તો તો અત્યારે જ અહીંથી નાસવું જોઇએ."

"નાસ."

"કેમ કરી જાઉં? પહેરેગીરો જવા કેમ દેશે?"

"હું જોઉંછું કે તારાં ભગવાં, રૂદ્રાક્ષ, ત્રિશૂળ, સર્વ તારી પાસે જ છે. ભૈરવીનો વેષ લઇ ચાલી જા, પહેરેગીરો તને કંઇ કહેશે નહિ."

"તેઓ સમજશે કે તું જાય છે? પણ પછી તું કેવી રીતે આવશે?"

જયંતી હસતી હસતી બોલી, "મારૂં કેવું સૌભાગ્ય કે આટલે વર્ષે મારી ફિકર કરનાર એક જણ નીકળ્યું! બ્હેન, મારાથી નહિ અવાય તો તેથી શું નુકસાન થશે?"

"રાજાના હાથમાં પડશે—કોણ જાણે, રાજા કદાચ તારી ઉપર ગુસ્સે પણ થાય."

"ગુસ્સે થઇને તે મને શું કરશે? રાજાની શું તાકાત છે કે સન્યાસણને ઇજા કરે?"

જયંતી ઉપર શ્રીને અનંત વિશ્વાસ હતો. એટલે વધારે વાદવિવાદ કરવાનું છોડી દઇ તેણે પૂછ્યું, "તારી સાથે પાછો મેળાપ ક્યાં થશે?"

"તું અહીંથી સીધી ...ગામ જજે. ત્યાં રાજાના ગોરને મળજે. તારું ત્રિશૂળ મને આપ, મારું તું લે. તે ગામનો રાજગોર મારો મંત્રશિષ્ય છે. તે મારા ચિન્હવાળું ત્રિશૂળ જોઇને તું જે કહેશે તે કરશે. તેને કહેજે કે તને ઘણી ગુપ્ત જગામાં સંતાડી રાખે. કારણ, તારે માટે જબરી શોધાશોધ થશે. તે તને રાજપુરીમાં છૂપાવી રાખશે. હું તને ત્યાં મળીશ."

જયંતીની પદરજ લઇ શ્રી પાછી વનવાસે નીકળી પડી. પહેરેગીરો કંઇ બોલ્યા નહિ.

---

## પ્રકરણ ૧૭ મું

"કેવી ભયાનક વાત!" રામચંદે શ્યામચંદને કહ્યું. "લોક તમામ ખળભળી ઉઠયું છે!"

"ખરી વાત, ભાઇ," શ્યામચંદે જવાબ દીધો. "હવે આ રાજ્યમાં એક પળ પણ રહેવું હરામ છે!"

"પણ તું તો કેદહાડનો જાઉં જાઉં કરે છે—ગયો કેમ નહિ?"

"જવામાં, પોંયાંટોયાંઓને તો બધાંને મલડાંગા મોકલી દીધાં છે—હજી થોડીઘણી ઉઘરાણી બાકી રહી છે, તેમાંથી જેટલી આવે તેટલી વસુલ કરીને હું પણ ચાલ્યો જઇશ. પણ ઉઘરાણી વસુલ કોની પાસે કરું? ખાતેદારો પણ બધા નાસી છૂટયા છે."

"ઠીક. આ નવી વાત વળી શું છે? આટલી બધી હોહા કેમ થાય છે, કંઇ ખબર છે? કહે છે, બંદીખાનાંઓમાં કેદીઓ માતા નથી, નવી ચાલીઓમાં પણ કેદીઓ માતા નથી, ત્યારે હવે શું પાંજરાપોળો-

માંથી ઢોરને હાંકી કાઢી ત્યાં કેદીઓને પૂરશે?"

"વાત શું, તે તને ખબર નથી? પેલી ડાકણ નાશી ગઇ છે!"

"મેં એમ સાભળ્યું છે. વારુ, આટલા બધા ધંતરમંતર કર્યાં, તે કશાથી એ ડાકણ ગઇ નહિ—ને હવે પોતાની મેળે જ ભાગી ગઇ?"

"કપાળ પોતાની મેળે ગઇ?" પછી અવાજ ધીમો કરી શ્યામચંદ્રે કહ્યું, "ભાઇ રામુ, કહેતાં શરીર ઉપરના રૂંઆંટાં ખડાં થાય છે. એ તો દેવીના મારથી ગઇ છે!"

"કઇ દેવી?"

"આ નગરમાં એક દેવી રહે છે, નથી સાંભળ્યું? તે કોઇ કોઇ વાર દર્શન દે છે—ઘણાં જણે તેને જોઇ છે. કેમ, તે દિવસે નાની રાણીની પરીક્ષા થઇ, ત્યારે તું ત્યાં હાજર નહોતો?"

"હા, હા! તેજ દેવી કે? વારુ, કહે તો ખરો, તે કોણ છે?"

"તે કંઇ થોડી કોઇને પોતાની ઓળખાણ આપી ગઇ છે? તો પણ લોક જાતજાતની વાત કહે છે."

"શું કહે છે?"

"કોઇ કહે છે કે તે આ શહેરની રાજલક્ષ્મી છે; કોઇ કહે છે, તે ખુદ લક્ષ્મીનારાયણજીના મંદિરમાંથી કોઇ કોઇ વખતે રૂપ ધારણ કરી બહાર નીકળે છે, તે લોકે તેને નીકળતાં જોઇ છે; કોઇ કહે છે કે તે દશભુજા જાતેપોતે છે—દશભુજાના મંદિરમાં જઇ અંતર્ધાન થતી તેમણે તેને જોઇ છે."

"તેમજ હશે. નહિ તો ભૈરવીનો વેષ શું કામ ધારણ કરે? તે દહાડે દરબારમાં તો તે ભૈરવી વેષે આવી હતી."

"તે જે હોય તે—આપણું મોટું નશીબ કે તે દિવસે આપણને તેનાં દર્શનનો લાભ મળ્યો. પરંતુ રાજાની મતિ એવી ફરી ગઇ છે કે—"

"અરે હા—પછી એ ડાકણ ગઇ કેવી રીતે?"

"ડાકણને હાથે રાજ્યનું નખ્ખોદ જતું હતું તે જોઇ પેલી દેવી એક દહાડો ત્રિશૂળ લઈ તેનો વધ કરવા ગઇ."

"હેં! પછી?"

"પછી બીજું શું? દેવીની લડાયક મૂર્તિ જોઇ ડાકણે તાડના ઝાડ જેવડું મોટું ભયાનક રૂપ ધારણ કર્યું અને ઘોર ગર્જના કરતી કરતી આકાશ માર્ગે કોણ જાણે ક્યાં ઉડી ગઇ! કોઇએ તેને પાછી જોઇ નહિ."

"કોણે કહ્યું?"

"બીજું કોણ કહે? જેમણે નજરોનજર દીઠું તેઓ જ કહે છે! રાજા તે ડાકણની માયામાં એવો ફસેલો છે કે તેના જવાની વાત સાંભળી ચિત્તવિશ્રામમાં જેટલા પહેરેગીર, દાસ, દાસી વગેરે હતાં તે તમામને પકડી મંગાવી તેણે કેદમાં પૂર્યાં છે. તેઓ જ આ બધી વાત કહે છે. તેઓ કહે છે, 'મહારાજ, અમારો શું વાંક? દેવતા આગળ અમારૂં શું ગજું?'"

"બનાવટી વાત તો નથી?"

"આ શું બનાવટી વાત?"

"કોણ જાણે! કદાચ મુડદાં બુડદાં ખાવા સારૂ ડાકણ રાતે કેથે બહાર નીકળી ગઇ હોય અને, પાછી આવી નહિ હોય! આણીગમ રાજાની ધાકધમકીથી પોતાનો બચાવ કરવા તેમણે ભળતી જ વાત જોડી કાઢી ઉડાવી દીધી હોય!"

"અરે, આ તે કંઇ જોડી કાઢેલી વાત કહેવાય? તેના આવડા આવડા, મૂળા જેવા દાંત, શણ જેવા બાળ, રકાબી જેવી આંખ, મોટા મગરની જીભ જેવી જીભ, બે દેગડા જેવા બે થાન, વંટોળિયા જેવો

શ્વાસ, અને બોલે ત્યારે ધરતી ફૂડ કરતી ફાટી જાય, એ બધું તેમણે નજરોનજર જોયું!"

"નખ્ખોદ! આ તો અજબ વાત! વારૂ, રાજાની મતિ ફરી ગઇ છે એ વાત તું શું કહેતો હતો?"

"તે જ કહું છું, સાંભળ તો ખરો! એ તો ગયા બિચારા નિર્દોષ માણસો કેદમાં. પછી તે ડાકણને શોધીને પકડી લાવવા રાજાએ ચોતરફ માણસો દોડાવ્યા. તે તો તેને મુકામે પહોંચી ગઇ, માણસનું શું ગજું કે તેને શોધીને પકડી લાવે? તે કોઇથી બન્યું નહિ—બધા આવી હાથ જોડી જણાવે કે પત્તો મળતો નથી."

"એટલે રાજા શું કહે?"

"જેવો કોઇ આવીને કહે કે પત્તો મળતો નથી તેવો જ રાજા તેને કેદમાં મોકલે. કેદખાનાં આમ જ ભરાઈ ગયાં છે. આ તરફ અમલદારો એટલા બધા ડરી ગયા છે કે તેઓ ઘરબાર, બૈરીછોકરાં, બધું છોડીને ચાલી જાય છે. દેખાદેખી બીજા લોક પણ ચાલી જાય છે."

"ત્યારે દેવી શું કરે છે? તે જો કટાક્ષ કરે તો આ બધા નિર્દોષ માણસો બચી જાય."

"તે સાક્ષાત્ ભગવતી. આ બધી હીલચાલ જોઇ ભૈરવી વેષે રાજાને દર્શન દઇ તેણે કહ્યું, 'રાજા, નિરપરાધીને દુઃખ દેશો નહિ. નિરપરાધીને દુઃખ દેવાથી રાજાનું રાજ્ય ટકતું નથી. એમનો જરા એ વાંક નથી. મેં તેને હાંકી મૂકી છે—કારણ, તેને હાથે રાજ્યને નુકસાન થતું હતું. વાંક હોય, તો મારો. સજા કરવી હોય તો એ લોકને છોડી દઇ મને કરો,"

"પછી?"

"તેથી જ હું કહેતો કે રાજાની મતિ ફરી ગઇ છે. પેલી નાસી

ગઇ ત્યારથી રાજાનો મિજાસ એવો ગરમ કે કાગડો પણ પાસે જવાની હિંમત કરે નહિ. તર્કાલંકાર મહારાજ પાસે ગયા, મહારાણી પાસે ગઇ, બેઉ ગાળ ખાઇને ભાગી આવ્યાં."

"એ શું ? ગુરૂને ગાળબેલ ? નિર્વંશ નહિ જાય ?"

"તેને શું બીજું ભાન છે ? પણ પછી સાંભળતો ખરો ! ગરમ મિજાસના પહેલા સપાટામાં જ દેવીએ દર્શન દઇ બધી વાત કહી. સાંભળતાંની સાથે જ આંખ લાલચોળ કરી રાજા પોતાને હાથે જ તેને મારવાને તૈયાર થયો. પણ તેમ નહિ કરતાં તેણે તેથી એ વધારે ભયાનક કામ કર્યું."

"શું કર્યું ?"

"દેવીને કેદ કરી છે, અને હૂકમ કર્યો છે કે ત્રણ દિવસની મુદતમાં જો ડાકણ હાથ નહિ લાગે તો આખા રાજ્યના લોકની હાજરીમાં તેને નાગી કરી ચંડાળો પાસે નેતરથી માર મરાવવો."

"હો ! હો ! હો ! હો ! દેવતાને તે શું કરી શકશે ? રાજા શું ગાંડો થયો છે ? પણ માતાજી કેદમાં ગયાં કે ? કોના બાપની મગદૂર છે કે તેમને કેદ કરે ?"

"દેવચરિત્ર કોણ કળી શ ' રાજાનો રાજ્યભોગ માટે નિર્માણ થયલો વખત પૂરો થયો હશે, તેથી જ દેવી આમ છળ કરી હવે સ્વધામે જવાની ચેષ્ટા કરે છે. રાજાએ કેદનો હૂકમ કર્યો, માતાજી હાથી જેવી ચાલે રાજીખુશીથી કેદખાનામાં દાખલ થયાં. સાંભળ્યું છે કે કેદખાનામાં રાતે મોટો કોલાહલ થાય છે. દેવતાઓ આવી સ્તુતિપાઠ કરે છે, ઋષિયો આવી વેદપાઠ, મંત્રપાઠ કરે છે. પહેરાવાળાઓ બહારથી તેમને સાંભળી શકે છે, પરંતુ બારણું ખોલતાં જ સઘળા અંતર્ધાન થઇ જાય છે !"

કહેવું જોઇએ કે જયંતી પોતે જ રાતે ઇશ્વરસ્તુતિ ગાતી હતી, અને

તે જ પહેરાવાળાઓના સાંભળવામાં આવતી હતી.

"પછી ?"

"પછી તે ત્રણ દિવસ આજે પૂરા થયા. રાજાએ ઢંઢેરો પીટાવ્યો છે કે કાલે એક ચોર બાઇને બેઇજ્જત કરી ફટકા મારવામાં આવશે, જેમની ઇચ્છા હોય તેમણે જોવાને આવવું. તેં નહિ સાંભળ્યો ?"

"કેવો જુલમ ! તર્કાલંકાર મહારાજ કેમ કંઇ કહેતા નથી ? મોટાં રાણી પણ કેમ કંઇ કહેતા નથી ? એક બે ગાળની બ્હીકે તેઓ હવે રાજા પાસે જતા નથી ?"

"તેમણે તો બહુ કહ્યું, પણ રાજાએ જવાબ દીધો, 'ભલે, જો દેવતા હશે તો તે પોતાનો બચાવ કરી લેશે, તમારે વચ્ચે પડવાની શી જરૂર ? અને જો માનવી હશે, તો હું રાજા, ચોરને સજા કરીશ, તમારે વચ્ચે પડવાની શી જરૂર ?' "

"એક લેખે એમ કહેવું ખોટું નથી—વાજબી વાત છે. શું થાય છે તે કાલે જોવા જવું પડશે. તું જવાનો છે કે ?"

"શા માટે નહિ જાઉં ? ગામ આખું જશે. આવો કાંડ જોવા કોણ નહિ જાય ?"

## પ્રકરણ ૧૮ મું

આજે જયંતીને નેતરથી ફટકાવવાની હતી. રાજ્યમાં જાહેર કરવામાં આવ્યું હતું કે તેને નાગી કરી નેતરથી માર મારવામાં આવશે. સવારથી લોક આવવા મંડયા. થોડા વખતમાં જ કિલ્લો ભરાઇ ગયો, વધારે લોક ત્યાં સમાય તેમ નહોતું. ધીમે ધીમે ખેંચતાણ, ધક્કામુક્કી, પડાપડી, અને મારામારી થવા લાગી. એ જ જગાએ આગળ એક વાર એવી જ રીતે લોક ભેગું થયું હતું—રમાનો કેસ ચાલ્યો તે દિવસે. આજે જયંતીની સજાનો દિવસ. કેસ કરતાં સજા જોવાને વધારે માણસો ઉતરી પડયા. બારીમાંથી નંદાએ જોયું—કાળાં માથાંના સમુદ્ર સિવાય બીજું કશું નજરે પડતું નહોતું, કદાચિત કોઇ બાઇને માથે લુગડાનો છેડો કે મરદને માથે ચાદર ઓઢેલી હોય તો તે ફીણ જેવાં દેખાતાં હતાં. રમાની પરીક્ષા વખતનો દેખાવ નંદાને યાદ આવ્યો, સાથે સાથે એ પણ યાદ આવ્યું કે તે દહાડે જનસમુહ તોફાની દરિયા જેવો ચંચળ હતો, સિપાઇઓએ મુશ્કેલીથી શાંતિ જાળવી હતી—આજે સૌ ચૂપચાપ! સૌના મનમાં રાજ્યના અનિષ્ટનો ભય જાગૃત હતો, સૌ કોઇ આજે ડરી ગયાં હતાં. આજે આ લોકારણ્ય વાઘ, સિંહ, વગેરે હિંસક પશુઓના વસવાટવાળા ઘોર અરણ્ય કરતાં પણ વધારે ભયંકર લાગતું હતું.

કિલ્લાના વિશાળ ચોગાનની વચ્ચોવચ્ચ એક ઉંચો માંચડો તૈયાર કરવામાં આવ્યો હતો. તેની ઉપર સાક્ષાત્ અંધકારની મૂર્તિ જેવો, કાળો, કદાવર, અને બિહામણા દેખાવવાળો એક ચંડાળ હાથમાં નેતર લઇને ઉભો હતો. જયંતીને માંચડા ઉપર લાવવામાં આવે પછી આ ચંડાળે

તેને સૌની સમક્ષ નાગી કરી નેતરથી ફટકાવવી એવો રાજાનો હૂકમ હતો.

જયંતીને હજી ત્યાં લાવવામાં આવી નહોતી—રાજા હજી આવ્યો નહોતો. તે આવે, ત્યાર બાદ જયંતીને ત્યાં હાજર કરવાની હતી. માંચડાની સામે રાજાને માટે સિંહાસન ગોઠવ્યું હતું. તેને ફરતા ચોકીદારો અને સિપાઇઓ ઉભા હતા. પ્રધાનો બધા આજે ગેરહાજર હતા. આવો શરમભર્યો દેખાવ જોવા આવવાની તેમની કોઇની ઇચ્છા નહોતી. રાજાએ પણ કોઇને ખાસ બોલાવ્યા નહિ.

રાજા કયારે આવશે, જેને સજા થવાની હતી તે દેવી કે માનવી કયારે આવશે, કયારે શું થશે, તે માટે તલપાપડ બની લોક ઉંચી ડોક કરી જોઇ રહ્યાં હતા, ત્યાં તો એકાએક નેકીનો પોકાર થયો, ભાટચારણોના ખુશામતખોર ગીતનો અવાજ સંભળાયો. પ્રેક્ષકોને જાણ થઇ કે રાજા પધારે છે.

રાજાના પહેરવેષનું આજે કશું ઠેકાણું નહોતું—આજે તેનો દેખાવ વૈશાખ મહિનામાં સાંજને વખતે થતા વાદળ જેવો ભયંકર હતો. તેના ડોળા લાલચોળ હતા, તેની વિશાળ છાતી શ્વાસોશ્વાસથી ઘડી ઘડી ઉંચી નીચી થતી હતી. વરસાદની રાહ જોતું જળચર પક્ષી જેમ ઉંચે ચઢે તેમ રાજા આવીને સિંહાસન ઉપર બેઠો. કોઇએ “ મહારાજાધિરાજકી જય ! ” એવો પોકાર કર્યો નહિ.

પછી લોકો ડોક ઉંચી કરી આમ તેમ જોવા લાગ્યા—બરાબર તે જ વખતે પહેરેગીરો જયંતીને લઇને માંચડા ઉપર ચઢતા હતા, તે તેમની નજરે પડયા. પહેરેગીરો જયંતીને માંચડા ઉપર મુકી નીચે ઉતરી ગયા. ત્યાં ઉભેલી જયંતી જાણે કોઇ મહેલ ઉપર પૂનમનો ચંદ્ર ઉગ્યો હોય તેવી શોભાયમાન દેખાતી હતી. હજારો પ્રેક્ષકો ડોક ઉંચી કરી, માંચડા ઉપર ઉભેલી ભગવાં વસ્ત્રવાળી એ અપૂર્વ તેજસ્વી મૂર્તિ, ડોળા ફાડીને

જો, આ પુરાવો." એમ કહી જયંતીએ નેતર ઉઠાવી જમણા હાથ
મુઠીમાં મજબૂત પકડી અને ખીલેલા કમળ જેવો ગુલાબી, નાજુ
ડાબો હાથ લાંબો કરી તે ઉપર સૌના દેખતાં જોરથી ફટકો માર્યો. નેત
માંસ કાપી નાંખ્યું—હાથમાંથી લોહીની ધાર છૂટી. જયંતીનું ભગ
લુગડું અને માંચડાની જમીન લોહીથી ખરડાઇ ગયાં. લોક તે જો
હાહાકાર કરવા લાગ્યાં.

મંદ હાસ્ય કરી જયંતીએ ચંડાળને કહ્યું, "જોયું, બચ્ચા
સન્યાસીને કંઇ લાગે છે? તું ડરે છે કેમ?"

ચંડાળે એક વાર લોહીથી ખરડાયલા ઘા તરફ જોયું, એક વા
જયંતીના ખુશખુશાલ હસતા મોં તરફ જોયું—જોઇને પાછો હઠ્યો અ
ઝડપથી માંચડાનાં પગથિયાં કૂદાવી નીચે ઉતરી ઉભી પૂછડીએ ત્યાંથ
નાસી ગયો. લોકની ગીરદીમાં તે કયાં ભરાઇ ગયો તેની કોઇને ખબ
પડી નહિ.

પછી રાજાએ નોકરોને હૂકમ કર્યો, "બીજો માણસ લઇ આવો—
મુસલમાન." નોકરો કાળા જમ જેવા એક કસાઇને લઇ આવ્યા. મહ
મદપુરમાં તે ગાય કાપી શકતો નહોતો, પણ શહેરની બહાર બકરાંમે
કાપી વેચતો હતો. તે માણસ ઘણો જોરાવર અને કદાવર હતો. રાજા
હૂકમથી માંચડા ઉપર ચઢી હાથમાં નેતર લઇ તે જયંતીની સામે જ
ઉભો. નેતર ઉંચી કરી કસાઇએ જયંતીને કહ્યું, "કાપડા ઉતાર—તે
ગોસ્ત ટુકરા ટુકરા કરકે હમ દોકાનમેં બેચેંગે."

લોક તરફ જોઇ જયંતી જરા પણ ગભરાયા વગર બોલી, "રાજા
હૂકમથી હું આ માંચી ઉપર નાગી થઇશ. તમારામાંથી જેઓ સતી
દીકરા હોય તેમણે પોતપોતાની માનું સ્મરણ કરી અત્યારે થોડો વખ
આંખ બંધ કરવી. જેમને દીકરી હોય, તેમણે તેનું સ્મરણ કરી, હું

તેમની તે દીકરી છું એમ સમજી આંખ બંધ કરવી. જેઓ હિંદુ હોય, દેવબ્રાહ્મણમાં જેમને શ્રધ્ધા હોય, તેમણે પણ આંખ બંધ કરવી. જેની મા છિનાળ હોય, જે વેશ્યાને પેટે જન્મ્યા હોય, તે જોઇએ તે કરે, મને તેમની લાજ નથી, હું તેમને મનુષ્યમાં ગણતી નથી."

આ સાંભળી લોકોએ આંખ મીચી કે નહિ તે જોવાની જયંતીએ તસ્દી લીધી નહિ. તેનું ધ્યાન ઉંચે આકાશ ઉપર ચોંટયું હતું—જગદીશ્વર સિવાય તે બીજા કોઇને પણ તે વેળા જોઇ શકતી નહોતી. કેવળ રાજા તરફ ફરીને જયંતી બોલી, "તમારી આજ્ઞાનુસાર હું નાગી થઇશ. પણ તમે મારી ઉપર નજર કરશો નહિ. તમે રાજ્યેશ્વર, તમારી પશુવૃત્તિ જોઇ પ્રજા શું નહિ કરે? મહારાજ, હું વનવાસી, વનમાં રહેવા જાય તેને અનેક વખત કપડાં વગર ચલાવવું પડે. એક દિવસ હું વાઘના મોંમાં પડી હતી. વાઘના મોંમાંથી મારા શરીરનો બચાવ કરી શકી હતી, પરંતુ મારા વસ્ત્રનો બચાવ કરી શકી નહોતી. તમારાં આચરણ જોઇ તમને પણ હું તેવા જ જંગલી પશુ સમજું છું, તેથી તમારી આગળ મને શરમ લાગતી નથી, પણ તમારે શરમાવું જોઇએ—કારણ, તમે રાજા અને વળી ગૃહસ્થ, તમને રાણી છે; આંખ મીચો."

જયંતીનું બોલવું ફોકટ ગયું. મહા ક્રોધરૂપી અંધકારમાં રાજા આંધળો ભીત થઇ ગયો હતો. જયંતીની વાતનો કંઇ પણ જવાબ નહિ આપતાં તેણે કસાઇને કહ્યું, "જબરદસ્તી કાપડા ઉતાર લેઓ."

પોતાનું બોલવું વ્યર્થ જતું હતું તે જોઇ જયંતી માંચડા ઉપર ઘૂંટણિયેં બેસી ગઇ. તેણે પોતાની જાતને ઠગી હતી—તેની આંખમાંથી આંસુ પડું પડું થઇ રહ્યાં હતાં. તેના મનમાં હતું કે "જ્યારે પૃથ્વીનાં તમામ સુખ દુઃખને મેં તિલાંજલી આપી છે, જ્યારે મારે

સુખ પણ નથી અને દુઃખ પણ નથી, ત્યારે લાજ શા માટે? જ્યારે મારા મનને ઇંદ્રિય સાથે જરા ય સંબંધ નથી, ત્યારે મારા શરીર ઉપર વસ્ત્ર હોય તો એ શું, અને ન હોય તો એ શું? પાપ એ જ લાજ, બીજી લાજ કેવી? જગદીશ્વર પાસે લાજ; સુખ દુઃખને આધીન માણસ પાસે લાજ શા માટે? ભલે મને ભરસભામાં નાગી કરે!" આવા વિચારથી જયંતીના મનમાં અત્યાર સુધી દુઃખ નહોતું—નેતરના ફટકાની તે દુઃખમાં ગણતરી કરતી નહોતી. પણ હવે જ્યારે ખરેખર નાગા થવાનો સમય આવી પહોંચ્યો, ત્યારે કોણ જાણે ક્યાંથી રાંડ લજ્જાએ ફૂટી નીકળી ઇંદ્રિયોને જીતનાર, સુખદુઃખનો ત્યાગ કરનાર જયંતીને ઘેરી લીધી, એટલે નારિજન્મને ધિક્કાર દેતી દેતી તે માંચડા ઉપર ઘૂંટણિયે બેસી ગઇ. પછી જીવ ઠેકાણે લાવી, હાથ જોડી, પવિત્ર ચિત્તથી તે મનમાં ને મનમાં કહેવા લાગી, "હે દીનબંધુ, આજે મારી રક્ષા કરો. હું મારા મનમાં મલકાતી હતી કે પૃથ્વીનાં સઘળાં સુખદુઃખને મેં તિલાંજલી આપી છે, પરંતુ હે દર્પહારી, આજે મારો તે દર્પ ચૂર્ણ થયો છે, આજે મારી રક્ષા કરો. પ્રભુ, મને નારિદેહ શા માટે આપ્યો? બધાં સુખદુઃખ છોડ્યાં, પણ નારિદેહને લીધે લજ્જા છોડાતી નથી. માટે જ હસણાં હું કરગરીને કહું છું, હે જગન્નાથ, આજે મારી રક્ષા કરો."

જ્યારે જયંતી જગદીશ્વરનું ધ્યાન ધરતી હતી, ત્યારે કસાઇ છેડો ધરી તેનું લુગડું ખેંચતો હતો. તે જોઈ તમામ લોક હાહાકાર કરવા લાગ્યા—તેઓ કહેવા મંડયા, "મહારાજ, આ પાપથી તમારે સત્યાનાશ થશે—તમારૂં રાજ્ય ગયું." રાજાએ તે તરફ કાન દીધા નહિ. જયંતી નિરૂપાયે લુગડાનો છેડો ધરી ખેંચતાણ કરતી હતી, છોડતી નહોતી. તેની આંખમાંથી આંસુ પડતાં હતાં. શ્રી ત્યાં હાજર

હોત તો જરૂર અજબ થતે. આજ સુધી કોઇએ જયંતીની આંખમાં આંસુ દીઠાં નહોતાં. લોહીથી ખરડાયલે હાથે લૂગડાનો છેડો ધરી તે બૂમ મારતી હતી, "જગન્નાથ, વ્હારે આવો."

જગન્નાથે તેની અરજ સાંભળી હોય, એમ લાગે છે. અત્યાર સુધી લોક હાહાકાર કરતાં હતાં. તેઓ એકદમ ઓચિંતો જયનાદ કરી ઉઠયાં, "રાણીજીકી, જય! મહારાણીકી જય! દેવીકી જય!" તે જ વખતે નીચું જોઇ બેઠેલી જયંતીને કાને ઘરેણાંના ખખડાટનો અવાજ આવ્યો. તેણે મોં ઉંચું કરી જોયું તો મહારાણી નંદા કેટલીક સ્ત્રીઓને સાથે લઇ માંચડા ઉપર ચડતી હતી. જયંતી તેને જોઇ ઉભી થઇ.

સ્ત્રીઓ જયંતીની આસપાસ ફરતી ઉભી રહી. મહારાણી પોતે પડદારૂપે જયંતીની સામે ઉભી. પ્રેક્ષકો સઘળા તાળી પાડી હરિનાદ કરવા લાગ્યાં, કસાઇએ જયંતીનો છેડો છોડી દીધો, પણ તે માંચડા ઉપરથી નીચે ઉતર્યો નહિ.

અત્યંત અજબ અને દુઃખી થઇ રાજાએ કરડાકીભર્યા અવાજે નંદાને કહ્યું, "આ શું, મહારાણી?"

"મહારાજ," નંદાએ જવાબ દીધો, "હું પતિપુત્રવતી છું. હું બેઠી છું, ત્યાં સુધી તમને આ પાપ કરવા દઇશ નહિ. કરવા દઉં તો મારૂં કોઇ રહેશે નહિ."

આગળના જેવા જ કરડાકી ભર્યા અવાજે રાજા બોલ્યો, "તમારૂં કામ અંતઃપુરમાં, અહીં નહિ. અંતઃપુરમાં જાઓ."

એ વાત ઉપર ધ્યાન નહિ આપતાં નંદાએ કહ્યું, "મહારાજ, આ માંચડા ઉપર હું ઉભી છું. મારી બાજુમાં જ ઉભા રહેવાની શેખી કરનાર આ કસાઇ કોણ? અહીંથી ઉતરી જવાનો એને હુકમ કરો."

રાજા કંઇ બોલ્યો નહિ, તે જોઇ નંદા મોટેથી બોલી, "આ

મેદનીમાં મારૂં એવું કોઇ નથી કે જે આને અહીંથી નીચે ઉતારે?"

તે સાંભળીને હજારો પ્રેક્ષકો "મારો, મારો," કરતા કસાઇ તરફ દોડ્યા. તેણે માંચડા ઉપરથી નીચે ભૂસકો મારી નાસવાની તજવીજ કીધી, પણ લોકે તેને પકડી લીધો. તેઓ તેને મારતા મારતા કિલ્લાની બહાર લઇ ગયા, અને તેનાં હાડકાંપાસળાં સારી પેઠે ખોખરાં કર્યાં પછી જીવ માત્ર રહેવા દઇ તેમણે તેને છોડી દીધો.

નંદાએ જયંતીને કહ્યું, "મા, દયા કરી અભયદાન આપો. મા, મને બહુ ડર લાગે છે, રખેને કોઇ દેવતા છળ કરી આવ્યાં હોય. મા, અપરાધ મનમાં રાખશો નહિ. એક વાર અંતઃપુરમાં પધારી પદરજ આપો. હું આપની પૂજા કરીશ."

રાણી બીજી સ્ત્રીઓ સાથે જયંતીને ઘેરી અંતઃપુરમાં તેડી ગઇ. રાજા કંઇ કરી શક્યો નહિ એટલે સિંહાસન ઉપરથી ઉઠીને ચાલતો થયો. પ્રેક્ષકો પણ શોરબકોર કરતાં કરતાં અને નંદાને આશીર્વાદ આપતાં કિલ્લામાંથી બહાર નીકળ્યાં.

જયંતી ઝાઝી વાર અંતઃપુરમાં રહી નહિ. નંદા બહુ આગ્રહપૂર્વક ગંગાજળથી પોતાને હાથે તેના પગ ધોઇ તેને સિંહાસન ઉપર બેસાડવા ગઇ, પણ જયંતીએ તે વાત ઉડાવી દઇ કહ્યું, "રાણીજી, તન, મન અને વચનથી હું તમને આશીર્વાદ દઉંછું—તમારૂં કલ્યાણ થજો. હું કોઇ પણ રીતે નારાજ કે દુઃખી થઇ છું, એ ખ્યાલ બિલકુલ મનમાં લાવતા ના. ન કરે નારાયણ ને કદી તમારી ઉપર આફત આવી પડે તો મને ખબર આપજો. હું તમને મારાથી બનતી મદદ કરીશ. પરંતુ શહેરમાં સન્યાસીનું કામ નથી, માટે હું જાઉંછું."

નંદાએ તેમજ બીજી સ્ત્રીઓએ જયંતીના પગની રજ લઇ તેને વિદાય કીધી.

# પ્રકરણ ૧૯ મું

રજવાડી જનાનખાનામાંથી વાત બહાર જાય ખરી, પણ તે સીધી-પાધરી કદી જતી નથી. બૈરાંઓને મોંઢે ઉડતી ઉડતી વાત જાય, એટલે તેમાં મીઠુંમરચું તો હોય જ. તેમાં યે જ્યાં વિસ્મયની ગંધ હોય, તેવી વાતમાં તો મરીમસાલો ખૂબ પડે. જયંતી સંબંધી જાતજાતની વાત લોકમાં છૂટથી થતી હતી, તે આપણે પેલા બે શહેરીઓની વાતચીત દરમ્યાન જોયું છે. આ વખતે જયંતી મહેલમાં દાખલ થઇ ત્યાંથી બહારોબહાર જતી રહી, એ સાદી વાત જે રૂપે બહાર આવી, તે ઉપ-રથી લોક સમજ્યાં કે 'અંતઃપુરમાં પગ મુકતાંની સાથે જ તે અલોપ થઇ ગઇ,' અને કોઇ તેને જોઇ શક્યું નહિ !

એટલે લોકને પૂરો વિશ્વાસ બેઠો કે તે નગરની અધિષ્ઠાત્રી—રક્ષણ કરનારી—દેવી હતી, અને છળ કરી રાજાને ફસાવી રાજ્ય છોડી ચાલી ગઇ હતી, માટે રાજ્ય હવે ટકશે નહિ. કમનશીબે આ વખતે જ મુર્શિદાબાદથી નવાબનું લશ્કર આવે છે એવી બૂમ ઉઠી. એટલે રાજ્યનો નાશ તદ્દન નજદીક હતો એ વિષે લોકને ઝાઝી શંકા રહી નહિ. શહેરમાં બોચકાં બાંધવાની ધમાલ મચી ગઇ, અનેક લોક શહેર છોડી ચાલવા મંડ્યાં.

આ બધી વાતની ખબર ન રાખતાં સીતારામ ચિત્તવિશ્રામે જઇને ત્યાં એકલો રહેવા લાગ્યો. હમણાં તેના મગજમાં ક્રોધ પ્રબળ હતો—એ ક્રોધ સર્વવ્યાપક, સર્વભક્ષક. બીજાં બધાં કરતાં શ્રી ઉપર જ વધારે ક્રોધ હતો.

ક્રોધથી ગાંડા બની સીતારામે કેટલાક નીચ ખવાસુના બદમાસ

નોકરોને હૂકમ કર્યો, "રાજ્યમાં જ્યાં જ્યાં જે કોઇ સુંદર સ્ત્રી હોય, તેને મારી પાસે ચિત્તવિશ્રામમાં લઇ આવો." તે સાંભળી તે દુષ્ટોનાં ટોળેટોળાં ચારે દિશામાં ઉતરી પડયાં. જે સ્ત્રીઓ પૈસાની લાલચુ હતી, તેને તેઓ પૈસા આપીને લઇ આવ્યા. જે સદાચરણી હતી, તેને તેઓ બળજબરીથી ઉપાડી લાવ્યા. રાજયમાં હાહાકાર વર્તી રહ્યો.

આ બધું જોઇ સાંભળી ચંદ્રચૂડ મહારાજ પોટલું બાંધી મજુરને સાથે મુકી કોઇને પણ કહ્યા મુકયા વગર તીર્થજાત્રા કરવા નીકળી પડયો. જીંદગીમાં ફરીથી તે મહમદપુર આવ્યો નહિ.

જતાં જતાં રસ્તામાં ચાંદશાહ ફકીર મળ્યો. તેણે પૂછ્યું, "કયાં ચાલ્યા, મહારાજ ?"

"કાશી. તમે ?"

"મક્કા."

"હજ કરવા ?"

"જ્યાં હિંદુઓ હોય, તે દેશમાં હવે રહીશ નહિ. સીતારામે મને એ પાઠ શીખવ્યો છે."

# પ્રકરણ ૨૦ મું

જંયતી હસતે ચહેરે મહમદપુરમાંથી બહાર નીકળી. તેના મનમાં કોઈ પણ જાતનું દુઃખ નહોતું—તેને બધી વાતે સુખ! રસ્તામાં ચાલતી ચાલતી તે મનમાં બબડતી જતી હતી—"જય જગન્નાથ! તમારી દયા અનંત છે. તમારા મહિમાનો પાર નથી. તમને જે નહિ જાણે, તમને જે નહિ સમજે, તે જ દુઃખ જાણે છે. પ્રભુ, દુઃખ કોને કહે તે હું જાણતી નથી. તમે મને જેમાં નાંખી હતી, તે તો પરમ સુખ! આટલા દિવસ મને ભાન નહોતું કે હું ધર્મભ્રષ્ટ છું, કારણ, હું વૃથા ગર્વે ગર્વિત હતી, મિથ્યા અભિમાને અભિમાની હતી, અહંકારથી મૂઢ બની હતી. અર્જુન કહેતો હતો, હું પણ કહું છું, પ્રભુ, શીખવો; પ્રભુ, બોધ આપો.

"यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।"

જાણે જગદીશ્વર હાજર હોય તેમ તેની સાથે વાતચીત કરતાં જયંતી શીખી હતી. દિલ ખોળી બધી વાત તે વિશ્વપિતા આગળ કહેતાં તે શીખી હતી. બાળિકા પોતાને જોઈતી ચીજને માટે જેમ માબાપ પાસે અડ કરે, તેમ તે પરમ માતાપિતા આગળ અડ કરતાં જયંતી શીખી હતી. જયંતીએ આજે સીતારામને ખાતર પરમેશ્વર પાસે અડ કરવાનું નક્કી કર્યું. સીતારામની મતિગતિ જોતાં તેનો નાશ થવાને હવે વિલંબ નહોતો. તેને બચાવી નહિ લેવાય? તે અનંત દયાના આધારમાં સીતારામને માટે જરા જેટલી દયા નહિ હોય? જયંતી વિચાર કરવા લાગી "હું જાણું છું કે કહીએ તો તે જરૂર સાંભળે. સીતારામ

કહેતો નથી, કહેવાની તેને ફોમ નથી—નહિ તો આમ દૂખે શા માટે? હું જાણું છું કે પાપીને એ જ સજા છે કે તે તે દયામયને ભૂલી જાય. માટે જ સીતારામ તેને ભૂલી ગયો છે, તેને કંઇ કહેતો નથી. તે ભલે નહિ કહે, તેને ખાતર હું કહીશ તો શું જગદીશ્વર નહિ સાંભળશે? હું જો બાપ પાસે અડ કરીશ કે 'આ પાપી સીતારામને પાપમાંથી છોડવ,' તો શું તે નહિ સાંભળશે? જય જગન્નાથ! તમારા નામની જય! તમારે સીતારામનો ઉદ્ધાર કરવો પડશે."

પછી જયંતીને વિચાર આવ્યો કે "જે નિશ્ચેષ્ટ, તેનો સાદ ભગવાન સાંભળતો નથી. જો સીતારામના ઉદ્ધાર માટે હું પોતે ચેષ્ટા નહિ કરૂં, તો ભગવાન મારી વાત કેવી રીતે કાન ઉપર ધરશે? જોઉં, શું કરવું તે. પહેલાં શ્રીને મળું. શ્રીએ નાસી જઇને ઠીક કર્યું નહિ. પણ તે નાસી ગઇ નહિ હોત તો શું થાત તે કહી શકાય નહિ. ભગવાને નિર્માણ કરેલી કાર્યકારણપરંપરા સમજવાનું મારૂં શું ગજું?"

જયંતી શ્રીને મળવા ચાલી. યથાકાળે તે શ્રીને મળી. તેણે શ્રીને તમામ વાત વિગતવાર કહી. શ્રી દિલગીર થઇને બોલી, "રાજાનો નાશ નજદીક છે. તેને બચાવવાનો કોઇ ઉપાય નથી?"

"ઉપાય ભગવાન!" જયંતીએ જવાબ દીધો. "તેં ભગવાનને ભૂલી ગયા છે. 'જે દિવસ પાછા ભગવાનનું ધ્યાન ધરશે, તે દિવસથી તેની ઉન્નતિનો ફરીથી આરંભ થશે."

"તેનો ઉપાય શું? જ્યાં સુધી હું તેની પાસે હતી ત્યાં સુધી આખો વખત હું તેને ભગવત્પ્રસંગની જ વાત કહેલી હતી. તે ધ્યાન દઇ સાંભળતા હતા."

"તારા મોંની વાત, એટલે જ ધ્યાન દેતા હતા. ટીકી ટીકીને તારૂં મોં જોયા કરતા હતા, તારાં રૂપ અને કંઠથી મોહ પામ્યા હતા.

ભગવત્પ્રસંગે તેના કાનમાં પ્રવેશ કર્યો નથી. તારી લાંબી લાંબી વાતનો તેણે કોઇ દહાડો કંઇ પણ જવાબ આપ્યો હતો કે? કોઇ તત્વની મીમાંસા પૂછી હતી? હરિનામમાં કોઇ દિવસ ઉત્સાહ દેખાડયો હતો?"

"ના, તેવું કંઇ જોયાનું ધ્યાન નથી."

"ત્યારે તેનું બધું ધ્યાન તારા લાવણ્યમાં—ભગવત્પ્રસંગમાં નહિ."

"પણ હવે કરવું શું?"

"તું શું કરશે? તું તો કહે છે કે તું સન્યાસણ, તારે કર્મ નથી."

"શીખવનાર તું!"

"મેં શું એવું શીખવ્યું? શું મેં તને શીખવ્યું નહોતું કે જે કામ કરવાનું હોય તે અનાસક્ત બની બદલાની આશા રાખ્યા વગર હમેશ કર્યા જઇએ, તો જ કર્મત્યાગ કર્યો કહેવાય, નહિ તો નહિ?[1] સ્વામીસેવા એ શું તારે કરવાનું કામ નહોતું?"

"ત્યારે તેં મને નાશી જવાની સલાહ શું કામ આપી?"

"તેં કહ્યું કે રાજા સુદ્ધાં બાર જણ તારા શત્રુ. જો ઇંદ્રિયો તારે વશ ન હોય તો તારી પતિસેવા સકામ થઈ પડે. અનાસક્તિ સિવાય કર્મ કરવાથી કર્મત્યાગ થતો નથી. માટે જ તને નાશી જવાનું કહ્યું હતું. જેનાથી જે ભાર ખમાય નહિ, તેને તે ભાર હું આપતી નથી. पद्मं सहेत भ्रमरस्य पेलवम् વગેરે ઉપમા યાદ છે કેની?"

શ્રી તદ્દન શરમાઇ ગઇ. વિચાર કરી તેણે કહ્યું, "એનો જવાબ કાલે આપીશ."

તે દહાડે ફરી તે વાત થઇ નહિ. શ્રીએ તે દહાડે જયંતીને ઝાઝો વખત પોતાનું મોં દેખાડયું નહિ. બીજે દહાડે જયંતીએ તેને ધરી અને

---

૧. कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः॥ ગીતા, ૧૮–૯.

કહેતો નથી, કહેવાની તેને ફ્રેમ નથી—નહિ તો આમ ડૂબે શા માટે? હું જાણું છું કે પાપીને એ જ સજા છે કે તે તે દયામયને ભૂલી જાય. માટે જ સીતારામ તેને ભૂલી ગયો છે, તેને કંઇ કહેતો નથી. તે ભલે નહિ કહે, તેને ખાતર હું કહીશ તો શું જગદીશ્વર નહિ સાંભળશે? હું જો બાપ પાસે અડ કરીશ કે 'આ પાપી સીતારામને પાપમાંથી છોડવ,' તો શું તે નહિ સાંભળશે? જય જગન્નાથ! તમારા નામની જય! તમારે સીતારામનો ઉદ્ધાર કરવો પડશે."

પછી જયંતીને વિચાર આવ્યો કે "જે નિશ્ચેષ્ટ, તેનો સાદ ભગવાન સાંભળતો નથી. જો સીતારામના ઉદ્ધાર માટે હું પોતે ચેષ્ટા નહિ કરૂં, તો ભગવાન મારી વાત કેવી રીતે કાન ઉપર ધરશે? જોઉં, શું કરવું તે. પહેલાં શ્રીને મળું. શ્રીએ નાસી જઇને ઠીક કર્યું નહિ. પણ તે નાસી ગઇ નહિ હોત તો શું થાત તે કહી શકાય નહિ. ભગવાને નિર્માણ કરેલી કાર્યકારણપરંપરા સમજવાનું મારૂં શું ગજું?"

જયંતી શ્રીને મળવા ચાલી. યથાકાળે તે શ્રીને મળી. તેણે શ્રીને તમામ વાત વિગતવાર કહી. શ્રી દિલગીર થઇને બોલી, "રાજાનો નાશ નજદીક છે. તેને બચાવવાનો કોઇ ઉપાય નથી?"

"ઉપાય ભગવાન!" જયંતીએ જવાબ દીધો. "તે ભગવાનને ભૂલી ગયા છે. જે દિવસ પાછા ભગવાનનું ધ્યાન ધરશે, તે દિવસથી તેની ઉન્નતિનો ફરીથી આરંભ થશે."

"તેનો ઉપાય શું? જ્યાં સુધી હું તેની પાસે હતી ત્યાં સુધી આખો વખત હું તેને ભગવત્પ્રસંગની જ વાત કહેલી હતી. તે ધ્યાન દઇ સાંભળતા હતા."

"તારા મોંની વાત, એટલે જ ધ્યાન દેતા હતા. ટીકી ટીકીને તારૂં મોં જોયા કરતા હતા, તારાં રૂપ અને કંઠથી મોહ પામ્યા હતા.

ભગવત્પ્રસંગે તેના કાનમાં પ્રવેશ કર્યો નથી. તારી લાંબી લાંબી વાતનો તેણે કોઇ દહાડો કંઇ પણ જવાબ આપ્યો હતો કે? કોઇ તત્વની મીમાંસા પૂછી હતી? હરિનામમાં કોઇ દિવસ ઉત્સાહ દેખાડયો હતો?"

"ના, તેવું કંઇ જોયાનું ધ્યાન નથી."

"ત્યારે તેનું બધું ધ્યાન તારા લાવણ્યમાં—ભગવત્પ્રસંગમાં નહિ."

"પણ હવે કરવું શું?"

"તું શું કરશે? તું તો કહે છે કે તું સન્યાસણ, તારે કર્મ નથી."

"શીખવનાર તું!"

"મેં શું એવું શીખવ્યું? શું મેં તને શીખવ્યું નહોતું કે જે કામ કરવાનું હોય તે અનાસક્ત બની બદલાની આશા રાખ્યા વગર હમેશ કર્યાં જઇએ, તો જ કર્મત્યાગ કર્યો કહેવાય, નહિ તો નહિ?[1] સ્વામીસેવા એ શું તારે કરવાનું કામ નહોતું?"

"ત્યારે તેં મને નાશી જવાની સલાહ શું કામ આપી?"

"તેં કહ્યું કે રાજા સુદ્ધાં બાર જણ તારા શત્રુ. જો ઇંદ્રિયો તારે વશ ન હોય તો તારી પતિસેવા સકામ થઇ પડે. અનાસક્તિ સિવાય કર્મ કરવાથી કર્મત્યાગ થતો નથી. માટે જ તને નાશી જવાનું કહ્યું હતું. જેનાથી જે ભાર ખમાય નહિ, તેને તે ભાર હું આપતી નથી. पदं सहेत भ्रमरस्य पेलवम् વગેરે ઉપમા યાદ છે કેની?"

શ્રી તદ્દન શરમાઇ ગઇ. વિચાર કરી તેણે કહ્યું, "એનો જવાબ કાલે આપીશ."

તે દહાડે ફરી તે વાત થઇ નહિ. શ્રીએ તે દહાડે જયંતીને ઝાઝો વખત પોતાનું મોં દેખાડયું નહિ. બીજે દહાડે જયંતીએ તેને ધરી અને

---

૧. कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः॥ ગીતા, ૧૮–૯

પૂછ્યું, "અલી જોગણ, મારા સવાલનો શું જવાબ?"
શ્રી બોલી, "ફરી એક વાર સારી પરીક્ષા કરી જો."
"એ પણ ઠીક વાત. ચાલ ત્યારે મહમદપુર. રસ્તામાં તારે મારે શું શું કામ કરવાં જેવાં છે, તેનો વિચાર કરતાં કરતાં જઈએ."
બેઉ જણી ફરીથી મહમદપુરને પંથે પડી.

---

## પ્રકરણ ૨૧ મું

ગંગારામ ગયો, રમા ગઈ, શ્રી ગઈ, જયંતી ગઈ, ચંદ્રચૂડ ગયો, ચાંદશાહ ગયો, તો પણ સીતારામને સાન આવી નહિ.

બાકી રહ્યાં હતાં—મૃણ્મય અને નંદા. નંદાને આજકાલ ખૂબ ચાઢ ચઢી હતી—પતિસેવા પણ હવે તેના ક્રોધની આડે આવી શકતી નહોતી. પણ નંદા એકલી પડી ગઈ હતી—સહાય માત્ર એક મૃણ્મય. શું કરવું, શું નહિ, તે સ્થિર કરવાના હેતુથી એક દહાડો સવારે તેણે મૃણ્મયને તેડી લાવવા માણસ મોકલ્યો, પણ મૃણ્મયને તેનો સંદેસો પહોંચ્યો નહિ. તે દહાડે સવારે જ તેનું મરણ થયું હતું.

સવારે ઉઠતાંની સાથે જ મૃણ્મયને ખબર પડી કે મુસલમાન લશ્કર મહમદપુર ઉપર ચઢી આવતું હતું—આવી લાગ્યું હતું—કિલ્લાની લગોલગ આવી પહોંચ્યું હતું. આ ખબર મૃણ્મયને કાને વજ્રાઘાત જેવી પડી. મૃણ્મયે લડાઈને માટે કોઈ જાતની તૈયારી રાખી નહોતી—અત્યારે ચંદ્રચૂડનો પેલો જાસુસ પણ નહોતો કે તે આવીને વેળાસર ચેતાવી જાય. ખબર મળતાં વાર જ વિશેષ માહિતી મેળવવાની ઇચ્છાથી મૃણ્મય પંડે

ઘોડેસ્વાર થઇ નીકળી પડયો. થોડે દૂર જતાં મુસલમાન સેના સામી મળી. પાછી પાની કરતાં મૃણ્મય શીખ્યો નહોતો, એટલે મુસલમાનો જોડે એકલો બાથ ભીડવા જતાં તેમને હાથે તે કપાઇ મુઓ.

મુસલમાન લશ્કરે આવી સીતારામના કિલ્લાને ઘેરો ઘાલ્યો—લાગ જોઈ રહ્યાંસહ્યાં નગરવાસીઓ નાસી ગયાં. ચિત્તવિશ્રામમાં સુંદરીઓની મંડળી વચ્ચે સીતારામ લીલામાં ગુલતાન બની બેઠો હતો, ત્યાં તેને સમાચાર મળ્યા કે "મૃણ્મય મુઓ છે, મુસલમાનોએ આવીને કિલ્લાને ઘેરો ઘાલ્યો છે." તે સાંભળી સીતારામ મનમાં જ બબડયો, "ત્યારે આજે ખેલ ખલાસ! ભોગવિલાસને સલામ, રાજ્યને સલામ, જીવનને સલામ!" રમણીઓને પડતી મુકી રાજા એકદમ ત્યાંથી ઉઠયો.

મોજીલી સ્ત્રીઓએ પૂછ્યું, "મહારાજ, કયાં ચાલ્યા? અમને છોડીને કયાં ચાલ્યા?"

સીતારામે ચોપદારને હૂકમ કર્યો, "આમને શોટી મારી અહીંથી હાંકી કાઢ."

સ્ત્રીઓ ખડખડ હસતી હસતી ગરબડ કરવા મંડી. તેમને શાંત થવા કહી સુમતિ નામે તેમનામાંની એક સુંદરી રાજાની સામે આવી કહેવા લાગી, "મહારાજ, હવે ખાત્રી થશે કે ધર્મ સાચેસાચ છે. અમે સારા ઘરની વહુ-દીકરીઓ, અમારો કુળનાશ, અમારો ધર્મનાશ કર્યો, તે તમે શું એમ ધારતા હતા કે તેનો બદલો નથી? અમારામાંથી કોઇની મા રડે છે, કોઇનો બાપ રડે છે, કોઇનો ધણી રડે છે, કોઇનાં બાળબચ્ચાં રડે છે—તમે શું એમ ધારતા હતા કે તેમનો વિલાપ જગદીશ્વરને કાને નહિ પહોંચશે? મહારાજ, નગરમાં નહિ, વનમાં જાઓ, લોકમાં ફરી મોં દેખાડશો નહિ, પણ યાદ રાખજો કે ધર્મ છે."

આ વાતનો જવાબ નહિ દેતાં રાજા ઘોડે ચઢી વાયુ વેગે ઘોડો

ફ્રપટાવતો કિલ્લા તરફ છૂટયો. યુવતીઓ તેની પાછળ દોડી. કોઇ બોલી, "ચાલો, બ્હેન, જઇને રાજાની રાજધાની લૂટીએ! સીતારામ રાયનું સત્યાનાશ જોઇએ, ચાલો." કોઇ બોલી, "સીતારામ નમાજ પઢશે, ચાલો, આપણે જઇને બીબી બનીએ!" આ બધી વાત રાજાને કાને પડી નહિ. સુમતિની વાતથી રાજાના કાન ભરાઇ ગયા હતા. આજે રાજાએ કબૂલ કર્યું કે "ધર્મ છે."

રાજાએ જઇને જોયું કે મુસલમાન લશ્કરે હજી પણ ગઢ ઘેર્યો નહોતો—હજી લશ્કર કંઇક દૂર હતું—તેની આગળના ભાગમાં ધૂળ અને ધજાઓ ઉડતી હતી, ઘોડેસ્વારો આમતેમ દોડી પોતપોતાની નીમેલી જગાએ જતા હતા, અને લશ્કરનો મુખ્યભાગ કિલ્લાના દરવાજા તરફ આવતો હતો. કિલ્લામાં દાખલ થઇ સીતારામે દરવાજો બંધ કર્યો.

પછી રાજા ચોતરફ ફરવા લાગ્યો. એકે સિપાઇ તેની નજરે પડયો નહિ. કહેવાની જરૂર નથી કે ચઢેલો પગાર નહિ મળવાથી મોટો ભાગ સિપાઇઓ અત્યાર પહેલાંના ભાગી ગયા હતા. જે થોડા ઘણા બાકી હતા, તેઓ પણ મૃણ્મયના મરણની અને મુસલમાનોના આવવાની વાત સાંભળી ચાલ્યા ગયા હતા. તો પણ, એક વાર ખાધેલું લૂણ કોઇ દહાડો ભૂલે નહિ તેવા અત્યંત વફાદાર, થોડા બ્રાહ્મણ અને રજપૂત બાકી રહ્યા હતા—તેમની સંખ્યા માંડ પચાસની હશે. રાજાએ મનમાં ને મનમાં કહ્યું, "બહુ પાપ કર્યાં. આ લોકને હવે પ્રાણદાન દઇશ—ધર્મ છે."

રાજાએ જોયું કે અમલદાર એકે રહ્યો નહોતો. બધા જ સૌ સૌનાં જાનમાલ લઇને નાસી છૂટયા હતા. નોકરો પણ કોઇ નહોતાં—માત્ર બે ચાર બહુ જુના દાસ-દાસી શેઠની સાથે મરીશું એવો ઠરાવ કરી રડમસ જેવાં ત્યાં પડી રહ્યાં હતાં.

રાજાએ અંતઃપુરમાં જઇને જોયું—સગાં, સંબંધી, જાતભાઇ

વગેરે જે જે લોક ત્યાં રહેતાં હતાં તે તમામ ત્યાંથી જીવ લઇને વેળાસર નાશી છૂટ્યાં હતાં. તે વિશાળ રાજમહેલ આજે જંગલ જેવો શાંત, સુનો અને અંધારો હતો. રાજાની આંખમાં આંસુ આવ્યાં.

રાજા પોતાના મનમાં સમજતો હતો કે નંદા કોઇ દહાડો જતી નહિ રહે—જવાનું તેને સ્થાન પણ નહોતું. આંખ લૂછતો, લૂછતો તે નંદાની શોધમાં ગયો. આ વખતે ધડુમ ધડુમ કરતી મુસલમાનોની તોપ અવાજ કરવા લાગી—મુસલમાનો ગઢને ઘેરી કોટ તોડવાની તજવીજ કરતા હતા. અંતઃપુરમાંથી મોટો કોલાહલ સંભળાવા લાગ્યો.

નંદાના ભવનમાં જઇ રાજાએ જોયું તો તે નીચે ભોંય ઉપર સુતેલી હતી, તેનાં પુત્રકન્યા અને રમાનો પુત્ર તેની આસપાસ બેસીને રડતાં હતાં. રાજાને જોઇ નંદા બોલી, "હાય, મહારાજ, આ તમે શું કર્યું ?"

"જે નશીબમાં હતું તે કર્યું." રાજાએ જવાબ દીધો, "મારૂં પ્રથમ લગ્ન પતિનો ઘાત કરનારી સ્ત્રી સાથે થયું હતું. તેના મોહમાં પડયો એટલે આ વખત આવ્યો—"

"મહારાજ, તે કોણ ? શ્રી ?"

"શ્રીની જ વાત કરૂં છું."

"અમે જેને ડાકણ સમજતા હતા, તે શ્રી હતી ? આટલા દિવસ બોલ્યા કેમ નહિ, મહારાજ ?"

મોત માથે ભમતું હતું છતાં નંદાના મોં ઉપર ખુશાલી આવી.

"બોલતે તો ય શું ? ડાકણ હોય કે શ્રી હોય, પરિણામ તો જેવું તે જ આવ્યું—મોત."

"મહારાજ, શરીર ધારણ કર્યું એટલે મોત તો છે જ—તે માટે દુઃખ ધરશો નહિ. પણ તમે લાખ લડવૈયાઓના સરદાર બની લડતાં

લડતાં મરો, હું તમારી પાછળ સતી થાઉં—એ આપણાં નશીબમાં કેમ ન બન્યું?"

"લાખ લડવૈયાઓ મારી પાસે નથી, સો લડવૈયા પણ નથી. તો પણ હું લડતો લડતો મરીશ—તેમ કરતાં મને કોઇ અટકાવી શકે તેમ નથી. અબધડી દરવાજો ખોલી હું એકલો જ મુસલમાનના લશ્કરમાં ઝઝુમીશ. તને કહેવાને અને હથિયાર લેવાને જ હું આવ્યો છું."

નંદાની આંખમાંથી ધોધબંધ આંસુ વહેવાં લાગ્યાં, પણ તેણે તે લૂછી કાઢયાં અને કહ્યું, "મહારાજ, હું તમને આ કામથી વારૂં તો તમારી દાસી થવાને લાયક કહેવાઉં નહિ. તમારી સૂધબૂધ ઠેકાણે આવી છે, એ જ મારૂં મોટું ભાગ્ય! હું ઇચ્છું છું કે બે દિવસ આગળ આમ થયું હોત! મહારાજ, તમે મરશો, હું પણ મરીશ—તમારી પાછળ સતી થઇશ. મને માત્ર એક જ ફિકર છે—આ નાદાન બાળકોનું શું થશે? એઓ તો મુસલમાનના હાથમાં જશે!"

નંદા પાછી પોક મુકીને રડવા લાગી.

"માટે જ તારે મરવું નહિ," રાજાએ જવાબ દીધો. "એમને ખાતર તારે જીવતા રહેવાની જરૂર છે."

"હું જીવીશ તો એ તેઓ કેવી રીતે બચશે?"

"નંદા, ગામ બધું નાસી ગયું—તું કેમ ગઇ નહિ? જો તું નાસી ગઇ હોત, તો બાળકો સલામત થઇ જતે."

"હું તમારી રાણી, હું કોની સાથે જાઉં, મહારાજ? તમારાં બાળબચ્ચાંઓને તમારી રજા વગર હું કોના હાથમાં સોંપું? પુત્ર કહો, પુત્રી કહો, સૌ ધર્મને માટે. મારો ધર્મ તમે, તમને છોડી પુત્રકન્યાને લઇને હું કયાં જાઉં?"

"હવે ઉપાય?"

"હવે બીજો ઉપાય નથી, સિવાય કે અનાથ જોઇ મુસલમાનો દયા કરે. નહિ કરે, તો જગદીશ્વરે જે ધાર્યું હશે તે થશે. મહારાજ, રાજાને ઔરસે આ બાળકોનો જન્મ. રાજકુળમાં સુખ અને દુઃખ બન્ને છે—મને તેની જરાય દરકાર નથી. પણ તમને કદાચ કોઇ બાયલા કહે, એ જ મારી મોટી ફિકર છે."

"વિધાતા જે કરશે, તે જ થશે. આ જન્મે તમારી સાથે આ છેલ્લી મુલાકાત."

આમ કહી વાત પડતી મુકી લડાઇને માટે તૈયાર થવાને રાજા હથિયારના ઓરડામાં ગયો. નંદા પણ છોકરાછોકરીને લઇને રાજાની સાથે તે ઓરડામાં ગઇ. રાજા લડાઇનો સાજ સજવા લાગ્યો. નંદા છોકરાંઓને લઇ આંખ લૂછતી લૂછતી તે જોવા લાગી.

લડવૈયાનો વેષ પહેરી શરીરે બખ્તર તથા હથિયાર સજી સીતારામ પાછો સીતારામ જેવો દીપી ઉઠયો. શૂરવીરને છાજે તેવા રૂઆબથી તે મોતને ભેટવા કિલ્લાના દરવાજા તરફ જવા ઉપડયો.

તે એકલો દરવાજા તરફ ચાલ્યો જતો હતો તેવામાં જે માંચડા ઉપર નેતરનો માર મારવા માટે તેણે જયંતીને ઉભી કરી હતી ત્યાં કોઇ બે જણ બેઠેલાં તેની નજરે પડયાં. મોતની તૈયારી કરી નીકળ્યો હતો, છતાં પણ તેના વીર હૃદયમાં તેમને જોઇ ભય પેઠો. બ્હીવેલા સસલાની માફક પાસે જઇ તેણે જોયું—ભગવાં વસ્ત્ર, ભસ્મ અને રૂદ્રાક્ષથી શોભાયમાન જયંતી હાથમાં ત્રિશૂળ ધરી લટકતા પગ રાખી ત્યાં બેઠેલી હતી. તેની જોડાજોડ તેવા જ ભૈરવી વેષમાં શ્રી બેઠી હતી.

આ આફતને સમયે, તેનું મોત નજદીક હતું ત્યારે, તે બેઉને તેવે વેષે તે સ્થળે બેઠેલી જોઇ કંઇક ડર પામી રાજાએ પૂછયું, "મારા આખરના વખતે તમે અહીં આવીને શા માટે બેઠાં છો? હજુ પણ

તમારી મનસ્કામના સિદ્ધ થઇ નથી ?”

જયંતી સહેજ હસી. રાજાએ જોયું કે શ્રીનો કંઠ ભરાઇ આવ્યો હતો, તેની આંખમાં પાણી હતું—તે કંઇ કહેવા માગતી હતી, પણ તેની જીભ ઉપડતી નહોતી. રાજા તેના મોં તરફ જોઇ રહ્યો. શ્રી કશું બોલી શકી નહિ.

પછી રાજા બોલ્યો, “શ્રી, તારા કર્મમાં લખ્યું હતું, તે પ્રમાણે જ થયું, તું જ મારા મોતનું કારણ. તને પ્રિયપ્રાણહંત્રી સમજી પ્રથમ તારો ત્યાગ કર્યો હતો, તે વાજબી જ હતું. તારા કર્મનું ફળ મને મળી ચૂક્યું છે—પાછી કેમ આવી છે?”

“જે મારૂં અનુષ્ઠેય કર્મ છે, તે કરવાને આવી છું. આજે તમારૂં મોત આવ્યું છે, હું તમારી સાથે મરવાને આવી છું.”

“સન્યાસણ કોઇ દહાડો સતી થાય ?”

“સંન્યાસી હોય કે સંસારી હોય, મરવાનો અધિકાર સૌને છે.”

“સન્યાસીને કર્મ નથી. તેં કર્મત્યાગ કર્યો છે, તું મારી સાથે શું કામ સરે ? મારી પાછળ નંદા સતી થશે એમ નક્કી થયું છે. તું તારે સન્યાસ ધર્મ પાળ્યા કર.”

“મહારાજ, આજ સુધી મારી ઉપર આપ ગુસ્સે થયા નથી, આજે હવે ગુસ્સે થશો નહિ. મેં આપનો અપરાધ કર્યો છે—અત્યારે આપના તેમજ મારા મરણને વખતે મને તેનું ભાન થયું છે. આપના ચરણોમાં મારૂં માથું મુકી—”

એમ કહી માંચડા ઉપરથી નીચે ઉતરી સીતારામને પગે પડી શ્રીએ મોટેથી કહ્યું, “આ તમને પગે લાગી કહું છું—હું આજે સન્યાસણ નથી, મારો અપરાધ ક્ષમા કરશો ? મને પાછી રાખશો ?”

“બહુ આદરથી મેં તને રાખી હતી—હવે પાછી રાખવાનો

વખત નથી."

"વખત છે—મારે મરવા પૂરતો વખત છે."

"આવ, મારી રાણી."

શ્રીએ રાજાની પદરજ લીધી. જયંતી બોલી, "હું ભિખારણ આશીર્વાદ આપું છું કે આજથી અનંતકાળ સુધી તમારો બેઉનો જય થાઓ."

"માજી!" સીતારામે જયંતીને કહ્યું, "મેં તમારો મોટો અપરાધ કર્યો છે. હું ધારતો હતો કે તમે આજે મારી દુર્દશા જોવાને આવ્યા હશો, પણ તમારા આશીર્વાદ ઉપરથી હું જોઉં છું કે તમે ખરેખર દેવી જ છો. કહો, માજી, શું પ્રાયશ્ચિત્ત કરૂં તો તમે પ્રસન્ન થાઓ? સાંભળો, આ મુસલમાનની તોપ. હું એ તોપના મોંમાં અબઘડી મારો દેહ સમર્પણ કરીશ. શું કરૂં તો તમે પ્રસન્ન થાઓ, જલદી બોલો?"

"આગળ એક દિવસ એકલે હાથે જ તમે કિલ્લાનો બચાવ કર્યો હતો—આજે પણ કરો."

"આજે નહિ થાય. જળ અને સ્થળ વચ્ચે મોટો ભેદ. દુનિયામાં એવો કોઇ માણસ નથી કે જે આજે એકલે હાથે કિલ્લાનું રક્ષણ કરી શકે."

"હજી પણ તમારી પાસે પચાસ સિપાઇઓ છે."

"આ કોલાહલ સાંભળો છો? એ મોટા લશ્કર આગળ પચાસ જણ શું બિસાતમાં? મરજી પડે ત્યારે અને મરજી પડે તેવી રીતે મારો પોતાનો પ્રાણ હું ત્યાગ કરી શકું. પણ વગર વાંકે એમની હત્યા શું કામ કરૂં? પચાસે જણને માટે આ યુદ્ધમાં મૃત્યુ સિવાય બીજું પરિણામ નથી."

"મહારાજ," શ્રી બોલી, "હું તેમજ નંદા તો મરવા તૈયાર થયાં છીએ, પરંતુ નંદા અને રમાનાં બાળબચ્ચાં છે, તેમના રક્ષણનો

કંઇ ઉપાય કર્યો છે કે?"

સીતારામની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. તેણે જવાબ દીધો, "નિરૂપાય. શું ઉપાય કરૂં?"

જયંતીએ કહ્યું, "મહારાજ, નિરૂપાયનો એક ઉપાય છે—આપ તેને નથી ઓળખતા? કેમ નહિ ઓળખો? ઓળખતા હતા—ઓળખવા છતાં સત્તાના મદમાં તેને ભૂલી ગયા છો. હજી પણ તે નિરૂપાયનો ઉપાય, અનાથનો નાથ, યાદ નથી આવતો?"

સીતારામે મોં નીચું કર્યું. ઘણે દિવસે તેણે નિરૂપાયના ઉપાયનું, અનાથના નાથનું સ્મરણ કર્યું. કાળું વાદળ પવનમાં તણાઇ ગયું—હૃદયમાં ધીમે ધીમે, થોડો થોડો, સૂર્યનો પ્રકાશ થવા લાગ્યો—ધ્યાન ધરતાં ધરતાં અનંત બ્રહ્માંડને તેજોમય કરનાર તે મહાજ્યોતિનો પૂર્ણ પ્રકાશ થયો. સીતારામ ત્યારે મનમાં ને મનમાં કહેવા લાગ્યો, "નાથ! દીનાનાથ! નિરૂપાયના ઉપાય! અનાથના નાથ! પુણ્યમયના આશ્રય! પાપીષ્ઠના ઉદ્ધાર કરનાર! હું પાપીષ્ઠ, માટે શું મારી ઉપર તમે દયા નહિ કરો?"

સીતારામ એક ચિત્તે પરમેશ્વરનું ધ્યાન ધરતો હતો તે જોઇ જયંતીએ શ્રીને ઇસારો કર્યો. એટલે બેઉ જણી ઝડપથી માંચડા ઉપર ઘૂંટણિએ બેસી, હાથ જોડી, આંખો ઉંચી કરી, બોલવા લાગી—આકાશ ફાડી નાંખે એવા, પક્ષીઓના મધુર કલરવને ટક્કર મારે તેવા, અવાજે તે કિલ્લાની ચારે દિશા ગજાવતી બોલવા લાગી—

"त्वमादिदेवः पुरुषः पुराण
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनंतरूप ॥"

કિલ્લાની બહાર સાગરની ગર્જના જેવો મુસલમાન સેનાના કોલાહલનો તથા કોટ તોડવાને માટે છોડવામાં આવતા તોપના ગોળાઓના ભયંકર અવાજનો મેદાને મેદાને, જંગલે જંગલે, અને નદીને વાંકે વાંકે પડઘો પડતો હતો. કિલ્લાની અંદર વસતી નહોતી, આ કોલાહલ અને પડઘા સિવાય બીજો અવાજ ત્યાં નહોતો—ત્યાં જ્ઞાન અને ભક્તિની સાક્ષાત્ મૂર્તિ જેવી જયંતી અને શ્રીના મધુર કંઠમાંથી નીકળતી સપ્તસુર જેવી આ મહાગીતિ, સીતારામના શરીરને રોમાંચિત કરતી કરતી, આકાશ ફાડી ઉંચે ઉડવા લાગી—

" नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ।
नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ! "

સાંભળતો સાંભળતો સીતારામ વિમુગ્ધ થયો—માથે આવી પડેલી આફત ભૂલી ગયો; હાથ જોડી, ઉંચે જોઇ, વિહ્વળ બની, હર્ષનાં આંસુ પાડવા લાગ્યો—તેનું ચિત્ત ફરીથી શુદ્ધ થયું. જયંતી અને શ્રી તેજ આકાશભેદી અવાજે પાછી હરિનામ પોકારવા લાગી—હરિ ! હરિ ! હરિ હે ! હરિ ! હરિ ! હરિ ! હરિ હે !

આ વખતે કિલ્લામાં મોટો કોલાહલ થવા લાગ્યો. " જય, મહારાજકી જય ! જય, સીતારામકી જય ! " એવો અવાજ સંભળાયો.

## પ્રકરણ ૨૨ મું

વાંચકને કહેવાની જરૂર નથી કે સિપાઇઓ કિલ્લામાં જ રહેતા હતા. આગળ કહી ગયા છીએ કે તમામ સિપાઇઓ નોકરી છોડી નાસી ગયા હતા, કેવળ પચાસ અત્યંત વફાદાર બ્રાહ્મણ અને રજપૂત બાકી રહ્યા હતા. એ પચાસેપચાસ ચુનંદા માણસો હતા, તે સિવાય આવે વખતે વગર પગારે ખાલી મરવાને માટે કોઇ ત્યાં પડી રહે નહિ. હમણાં તેઓ તદ્દન નારાજ થઇ ગયા હતા. શહેર બહાર મુસલમાન લશ્કર ધામા નાંખી પડયું હતું, ભારી કોલાહલ કરી રહ્યું હતું, તોપોના ધડાકાથી ધરતી ધ્રુજતી હતી, ગોળાઓ લાગવાથી કોટની દિવાલોમાં ફાટ પડતી હતી, અને અહીં તેમને સજ થવાનો હૂકમ આપનાર કોઇ નહોતું! રાજા જાતે આવીને બધું જોઇ ગયો. છતાં આમ કેમ? તેણે તેમને તૈયાર થવાનો હૂકમ તો કંઇ આપ્યો નહિ. તેઓ કેવળ મરવાની ઇચ્છાથીજ ત્યાં પડી રહ્યા હતા—કોઇ પણ જાતના બદલાની તેમને ઇચ્છા નહોતી—તેમની તે ઇચ્છા પણ ફળીભૂત થઇ નહિ. રાજાએ તો કહ્યું નહિ કે "આવો, મારે ખાતર મરો!" તેઓ તદ્દન નારાજ થઇ ગયા.

છેવટે તેમણે સૌએ ભેગા થઇ એક બેઠક કરી. રઘુવીર મિશ્ર તેઓમાં સૌથી વૃદ્ધ અને મોભાદાર હતો. તે તેમને સમજાવીને કહેવા લાગ્યો, "ભાઇઓ, મુસલમાનો ઘરમાં આવી મારી નાંખશે, તે શું સારૂં કહેવાશે? મરવાનું જ હોય, તો ચાલો, મરદ થઇને મરીએ. તૈયાર થઇ મેદાન પડો, આપણે લડીએ. હૂકમ કરનાર કોઇ નથી, તેથી શું થયું? મરવાને માટે વળી હૂકમ-હાકમ કેવા? મહારાજનું નિમક ખાધું છે, મહારાજને ખાતર લડીશું—હૂકમ ન મળે, તેથી શું, આણીબાડીને

વખતે તેમને ખાતર આપણે હથિયાર નહિ ધરવાં? હૂકમ હોય કે નહિ હોય, ચાલો, આપણે જઈને લડીએ."

આ દરખાસ્ત સર્વાનુમતે પાસ થઇ, તો પણ ગયાદીન પાંડેએ સવાલ ઉઠાવ્યો, "આપણે કેવી રીતે લડીએ? અત્યારે કિલ્લો બચાવવાનું એકમાત્ર સાધન, તોપ. પણ, તોપચીઓ બધા નાશી ગયા છે, આપણને તોપ ચલાવતાં બરાબર આવડતું નથી. આપણને કેવી રીતે લડવાનું ઠીક થઇ પડશે?"

સૌ આ વિષે ચર્ચા કરવા લાગ્યા. તે જોઇ દુર્મદસિંહ જમાદાર બોલ્યો, "એટલો બધો વિચાર કરવાની શી જરૂર? હથિયાર છે, ઘોડા છે, રાજા પણ ગઢમાં છે. ચાલો, આપણે હથિયાર સજી, ઘોડા ઉપર સ્વાર થઇ, રાજા પાસે જઇને હૂકમ લઇએ. મહારાજ જેમ કહેશે, તેમ કરીશું."

આ દરખાસ્ત સૌથી સારી છે એમ કબૂલ કરી સૌએ તેને ટેકો આપ્યો. ઘણી જ ઝડપથી તેઓ સઘળા તૈયાર થઇ ગયા—પોતપોતાના ઘોડાને પણ તેમણે તૈયાર કર્યા. પછી ઘોડેસ્વાર થઇ ઘોડા કૂદાવતાં કૂદાવતાં અને હથિયારોનો ઝણઝણાટ કરતાં કરતાં તેમણે મોટેથી બૂમ પાડી, "જય, મહારાજકી જય! જય, રાજા સીતારામકી જય!"

જે જયનાદ સીતારામના સાંભળવામાં આવ્યો હતો, તે આ.

## પ્રકરણ ૨૩ મું

હારબંધ થઇ જયનાદ કરતા કરતા સિપાઇઓ માંચડા આગળ જ્યાં સીતારામ જયંતી અને શ્રીની મહાગીતિ સાંભળી રહ્યો હતો, તે ઠેકાણે જઇ લાગ્યા. ત્યાં તેમણે પાછો જયનાદ કર્યો.

રઘુવીર મિશ્રે પૂછ્યું, "મહારાજનો શું હૂકમ છે? હૂકમ કરો તો આ બોડકાં માથાંવાળાઓને હાંકી કાઢીએ."

"તમે થોડો વખત અહીં જ ઉભા રહો," સીતારામે કહ્યું. "હું આવું છું."

એમ કહી રાજા અંતઃપુરમાં ગયો. દરમ્યાન સિપાઇઓ ધ્યાન દઇ શાંતિથી જોગણોનું સ્વર્ગીય ગીત સાંભળતા ત્યાં ઉભા રહ્યા.

કેટલોક વખત રહીને એક પાલખી સાથે લઇ રાજા અંતઃપુરમાંથી બહાર નીકળ્યો. નોકરો બધા ભાગી ગયા હતા એ વાત આગળ કહી ગયા છીએ. એ પણ કહી ગયા છીએ કે થોડાક જુના માણસો ગયા નહોતા. તેઓ જ આજે પાલખી ઉપાડવામાં કામે લાગ્યા હતા. પાલખીની અંદર નંદા તથા બાળકો હતાં.

સિપાઇઓ પાસે પાછા ફરી રાજાએ તેમને હારબંધ ઉભા રાખ્યા અને ઘણી પ્રાચીન પધ્ધતિ મુજબ એક નાનો સરખો સૂચિવ્યૂહ રચ્યો. વચ્ચે પોલી જગામાં પાલખી રાખી રાજા પોતે ઘોડેસ્વાર થઇ સૂચિની હરોળમાં ઉભો. પછી જયંતી અને શ્રીને ઉદ્દેશીને તે બોલ્યો, "તમે બહાર કેમ? અંદર પાલખી આગળ જાઓ."

જયંતી અને શ્રીએ હસીને જવાબ દીધો, "અમે સન્યાસી, જીવન મરણ વચ્ચે અમે ભેદ જોતા નથી."

એટલે તેમને કંઇ પણ વધુ કહ્યા વગર "જય જગદીશ્વર! જય લક્ષ્મીનારાયણજી!" કરતો સીતારામ દરવાજા તરફ ચાલવા લાગ્યો. તે નાનો સૂચિવ્યૂહ તેની પાછળ પાછળ ચાલ્યો. તે જોઇ એઉ જોગણો સીતારામના ઘોડાની આગળ દોડી ગઇ અને ત્રિશૂળ ઉંચાં ધરી

"જય શિવ શંકર! ત્રિપુરનિધનકર!
રણે ભયંકર! જય જય રે!
ચક્રગદાધર! કૃષ્ણ પીતાંબર!
જય જય હરિ હર! જય જય રે!"

એ પ્રમાણે ગાતી ગાતી આગળ આગળ ચાલવા લાગી. વિસ્મય પામી રાજા બોલ્યો, "એ શું? હમણાં ચગદાઇ મરતે ત્યારે?"

શ્રીએ જવાબ દીધો, "મહારાજ, સન્યાસીઓને શું રાજાઓ કરતાં મોતનો ડર વધારે હોય?" પરંતુ જયંતી કશું બોલી નહિ. જયંતી હવે ગર્વ કરતી નહોતી. આ બૈરાંઓ કોઇ વાતે માનવાનાં નથી એમ સમજી રાજા મુગો રહ્યો.

કિલ્લાને દરવાજે પહોંચતાં રાજાએ પોતાને હાથે ચાવી લગાડી આગળો ખોલ્યો. લોઢાની સાંકળો જોરથી ખખડી, દરવાજા ઉપરના ગુંબજમાં તેનો ઘોર પડઘો થયો—ઘોડાઓનાં પગલાંનો પણ પડઘો થયો. તે જ વખતે યવનસેનારૂપી સમુદ્રનાં મોજાંની છોળથી તે મજબૂત લોખંડી દરવાજાનાં મોટાં બારણાં આપોઆપ ઉઘડી ગયાં—માર્ગ મોકળો થયલો જોઇ સૂચિવ્યૂહના ઘોડાઓ નૃત્ય કરવા લાગ્યા.

બંધ તૂટી જતાં ઘેરાયલું પાણી જેમ પહાડ ઉપરથી પડતા ધોધની માફક જોસથી વહેવા માંડે, તેમ દરવાજો ખુલી ગયલો જોઇ મુસલમાન લશ્કર જોસથી તે તરફ ધસ્યું. પરંતુ સામે જ જયંતી અને શ્રીને જોઇ મંત્રથી મુગ્ધ થયલા સાપની માફક તે સેનારૂપી મોજો એકદમ થંભી

ગયો. જેવી વિશ્વમોહક દેવીમૂર્તિ, તેવો જ વેષ, તેવું જ અદ્ભૂત, આગળ કોઇ દહાડો સાંભળેલું નહિ એવું સાહસ, તેવું જ સૌને મોહ પમાડનારૂં જયગીત—શહેરની રક્ષણ કરનારી દેવીઓ સમજી મુસલમાનોએ તેમને જવાનો માર્ગ કરી આપ્યો. તે બેઉ પણ ત્રિશૂળના પંજા વડે રસ્તો સાફ કરતી કરતી યવનસેના ભેદી આગળ વધી. તેમણે કરી આપેલે રસ્તે થઇ સીતારામનો સૂચિવ્યૂહ પણ આસાનીથી મુસલમાન સેના ભેદી આગળ વધ્યો. સીતારામના અંતઃકરણમાં આ વેળા જગદીશ્વર સિવાય બીજું કોઇ નહોતું. હમણાં તેને એક જ ઇચ્છા હતી—જગદીશ્વરનું સ્મરણ કરતાં કરતાં તેણે જેમ નિર્માણ કર્યું હોય તેવી રીતે મરવું. અત્યારે તેને ચિંતા નહોતી, તેના મનમાં વસવસો નહોતો, પોતાના કાર્યમાં તે ભૂલ કરે તેમ નહોતું. તેના દિલમાં આનંદ હતો, તેના ચહેરા ઉપર હાસ્ય હતું. ભૈરવીને મોંઢેથી હરિનામ સાંભળી શ્રીહરિનું સ્મરણ કરી સીતારામે આજે પોતાની જાત ઉપર વિજય મેળવ્યો હતો—આજે તેને મુસલમાનોની પરવા નહોતી.

તેનો હસતો ચહેરો અને નાનું છતાં વિજયશાળી લશ્કર જોઇ મુસલમાનો "મારો, મારો" કરતા ગાજી ઉઠ્યા. બેઉ બાઇઓને કોઇએ હાથ લગાડ્યો નહિ—સૌએ તેમને જવાનો માર્ગ કરી આપ્યો. પરંતુ સીતારામ અને તેના સિપાઇઓ ઉપર તેઓ ચોતરફથી હુમલો કરવા લાગ્યા. છતાં સીતારામના સિપાઇઓએ તેની આજ્ઞાને અનુસરી કેથે જરા પણ ઉભા રહીને યુદ્ધ કર્યું નહિ—તેઓ કેવળ આગળ વધ્યા ગયા. કોઇ મુસલમાનના મારથી ઘાયલ થયા, કોઇ ઘાયલ થઇ ઘોડા ઉપરથી પડી ગયા, પણ તરત જ બીજા માણસો પાછળથી આવી તેમની જગા લેતા ગયા. આ પ્રમાણે સીતારામનો સૂચિવ્યૂહ અખંડ રહી મુસલમાન લશ્કરના મધ્યભાગમાં થઇને ચાલ્યો—મોખરે જયંતી અને શ્રી રસ્તો કરતી ચાલી. સિપાઇઓ ઉપર જે હુમલા થતા હતા તે ભયાનક હતા. પરંતુ

સીતારામને પગલે ચાલી તેના ઉત્સાહદાયક શબ્દો, ખંત, અને શિક્ષણને પ્રતાપે તમામ વિઘ્નો પાર કરતા કરતા તેઓ આગળ ધપ્યા જતા હતા. આજુબાજુ નજર કર્યા વિના, જે કોઇ સામે આવી રસ્તો રોકતા તેને જ માર મારતા, ઘાયલ કરતા, તેઓ બેધડક હીંડયા જતા હતા.

આ અદ્ભૂત બનાવ જોઇ મુસલમાન સેનાપતિએ સીતારામની ગતિ રોકવા સારૂ એક તોપ તેના સૂચિવ્યૂહની સામે મોકલી. કિલ્લાની દિવાલ તોડવાના હેતુથી મુસલમાનોએ પોતાની સઘળી તોપ જ્યાં જ્યાં જરૂર જણાઇ ત્યાં ત્યાં ગોઠવી દીધી હતી. રાજારાણી નાસે છે એ વાત સાંભળી સેનાપતિએ અતિ કષ્ટે અને મહા મહેનતે એક તોપ ફાજળ પાડી તેમનો સામનો કરવા રવાના કીધી. સેનાપતિ પોતે ત્યાં જઇ શકયો નહિ, કારણ, અહીં દરવાજો ખુલ્લો જોઇ લશ્કરનો મોટો ભાગ લૂટની લાલચે કિલ્લામાં ભરાતો હતો, અને રખેને રાજભંડાર, જે સૂબેદારને ભાગે જવો જોઇએ, તે સિપાઇઓ લૂટીને હોઇયાં કરી જાય, એ બ્હીકે તેને પણ તેમની સાથે જવું પડયું. તોપ સીતારામના સૂચિવ્યૂહની સામે આવી પહોંચી. તે જોઇ તેના માણસોના હોશકોશ ઉડી ગયા. પણ શ્રીએ સાન ઠેકાણે રાખી. તે અને જયંતી ઝડપથી તોપની સામે જઇ ઉભાં. જયંતીના મોં સામું જોઇ હસતાં હસતાં શ્રીએ, પોતાની છાતી તોપના મોંઢા ઉપર રાખી અને ચારે તરફ નજર કરી આછું, મધુર, આનંદી, જયસૂચક હાસ્ય કર્યું. પહેલાં શ્રીના મોં તરફ અને પછી તોપચીના મોં તરફ જોઇ જયંતીએ પણ તેવું જ હાસ્ય કર્યું—બેઉ જણી જાણે અરસપરસ કહેતી હતી કે "આપણે તોપ જીતી લીધી છે!" એ બેઉને ત્યાં ઉભેલી જોઇ તોપચીએ હાથમાંથી જામગરી ફેંકી દીધી અને તોપ પાસેથી ખસી જઇ ગુપચુપ ઉભો રહ્યો. એ તક સાધી કૂદકો મારી આગળ આવી સીતારામે તોપચીને મારવા તરવાર ઉગામી. તે જોઇ

"ચાલ ત્યારે, તારો સંદેહ મટાડી આવીએ. હું તે જગાએ એક ચિન્હ રાખી આવી છું, રાતે પણ તે જગા બરાબર જડશે. પરંતુ આપણે દીવો લઇને જવું પડશે."

ઘાસની મસાલ તૈયાર કરી તે સળગાવી બેઉ જણી લડાઇના મેદાનમાં ગઇ. નિશાની ધ્યાનમાં રાખી જયંતી જોઇતી જગાએ પહોંચી ગઇ. ત્યાં મસાલને અજવાળે તલાસ કરતાં કરતાં પેલા તોપચીનું મુડદું હાથ લાગ્યું. તે જોઇ શ્રીનો સંદેહ ભાંગ્યો નહિ. એટલે જયંતીએ તેના માથા ઉપર દેખાતા સફેદ બાળ ખેંચ્યા—ખોટા બાળ નીકળી આવ્યા. તેની સફેદ દાઢી ખેંચી—તે પણ ખોટા બાળ નીકળી આવ્યા. શ્રીને હવે સંદેહ રહ્યો નહિ—ખરેખર તે ગંગારામ જ હતો.

શ્રીની આંખમાંથી દડદડ આંસુ પડવાં લાગ્યાં. જયંતીએ કહ્યું, "બ્હેન, આ શોક તારાથી ખમાતો નહોતો, ત્યારે તેં સન્યાસધર્મ શું કામ લીધો?"

શ્રીએ જવાબ દીધો, "મહારાજે મારો ફોકટ તિરસ્કાર કર્યો છે. હું તેમને પ્રાણઘાતક નીવડી નથી—મારા સગા ભાઇને પ્રાણઘાતક નીવડી છું. વિધિના લેખ આટલે દિવસે આમ ફળ્યા."

"વિધાતા કોની મારફત કોને સજા કરે તે કહી શકાય નહિ. તારે હાથે જ ગંગારામ બે વાર બચ્યો અને આખરે તારે હાથે જ તે મુઓ. હશે. ગંગારામે પાપ કર્યું હતું, વળી પાછો તે પાપ કરવા નીકળ્યો હતો. હું ધારૂં છું કે રમાના મરણની વાત તેને ખબર નહિ હશે, એટલે કપટ કરી તેને લઇ જવાની લાલચે વેષ બદલી મુસલમાન લશ્કરમાં તોપચી બનીને તે આવ્યો હશે. કારણ, જો પોતે ઓળખાઇ જાય તો રમા કદી પણ તેની સાથે આવે નહિ એમ તેણે ધાર્યું હશે. જે હોય તે, હવે એનો વૃથા વિલાપ કરવો છોડી દે. ચાલ,

આપણે તેના શરીરને અગ્નિદાહ દઇએ."

બેઉ જણે મળી ગંગારામનું શરીર ઉંચકી યોગ્ય સ્થળે લઇ જઇ તેનો અગ્નિદાહ કર્યો.

જયંતી અને શ્રી ફરીથી સીતારામ પાસે ગઇ નહિ. તે જ રાતે તેઓ અંધકારમાં ક્યાં મળી ગઇ તેની કોઇને ખબર પડી નહિ.

---

## પરિશિષ્ટ

આપણા જુના ભાઇબંધો રામચંદ અને શ્યામચંદ અત્યાર અગાઉના નાસી જઇને નળડાંગા ખાતે રહેતા હતા. ત્યાં એક ઘરના ઓટલા ઉપર બેઠા બેઠા તેઓ વાતચીત કરતા હતા.

" ભાઇ શામુ ! " રામચંદ બોલ્યો.

" કેમ, ભાઇ રામુ ? " શ્યામચંદે જવાબ દીધો.

" મહમદપુરની વાત કંઇ સાંભળી ? "

" હા, સાંભળી. કિલ્લો કબજે લઇ મુસલમાનોએ બધે લૂટફાટ કરી મુકી."

" રાજા રાણીનું શું થયું, કંઇ ખબર છે ? "

" કહે છે કે તેમને બાંધીને મુર્શિદાબાદ મોકલી દીધાં; ત્યાં તેમને શૂળીએ ચઢાવ્યાં."

" એ વાત મેં પણ સાંભળી છે. પણ કોઇ તો કહે છે કે તેઓ રસ્તામાં ઝેર ખાઇને મરી ગયાં, પછી બેઉનાં મુડદાં લઇ જઇ બેટાઓએ

તે શૂળી ઉપર ચઢાવી દીધાં! ખરી વાત ?"

"કોઇ આમ બોલે ને કોઇ તેમ બોલે! મેં તો સાંભળ્યું છે કે રાજારાણી પકડાયાં જ નથી—પેલી દેવી આવી તેમને બહાર તેડી લઇ ગઇ. પછી બેટા બોડકાઓએ નકલી રાજા રાણી બનાવી તેને મુર્શિદાબાદ લઇ જઇ શૂળી દીધી!"

"તું પણ શું જો! એ બધી હિંદુઓએ જોડી કાઢેલી વાત–ગપ!"

"ત્યારે આ ગપ કે પેલી ગપ, તે કેમ ખબર પડે? પેલી મુસલમાનોએ જોડી કાઢેલી વાત. હશે, સરવા દે. આપણે આદુના વેપારી, વહાણની ખબર સાથે આપણને શું લેવાદેવા? આપણે આપણો જીવ લઇને સલામત નીકળી આવ્યા તે જ ઘણું છે. લે ચાલ ચલમ ભર, જોઉં!"

રામચંદ અને શ્યામચંદને ચલમ પીતા છોડી આપણે ગ્રંથ સમાપ્ત કરીશું.



